અંગ જોયું નથી, માત્ર તેના ચરણોજ જોયા છે. તેને હું શી રીતે ચીતરૂં ?" આ સાંભળીને તે માયાવિની સપત્નીઓએ કહ્યું કે-“તેના ચરણોને પણ તમે ચીતરો, કારણ કે-તે જોવાની અમને ઇચ્છા છે.” આથી પ્રકૃતિએ કરીને સરલ શ્રી સીતાદેવીએ રાવણના ચરણોને આલેખ્યા. બસ, હવે બીજું જોઇએ શું ? ધારેલી ધારણાની સફલતા કરવા માટે જોઈતું સાધન મળી ગયું. સ્વાર્થી અને પ્રપંચી આત્માઓની દશાજ ભયંકર હોય છે. મળેલા સાધનનો દુરૂપયોગ કરવાની કળામાં કાંઈ તે આછી ઉતરે તેમ ન હતી. સીધીજ તે વાત શ્રી રામચંદ્રજી પાસે મૂકી અને સ્પષ્ટ શબ્દોમાં બોલી નાખ્યું કે—

“× × × ×, × × × × ।
रावणस्य स्मरत्यद्य—प्यसौ सीता तव प्रिया ॥ १ ॥

*

सीतास्वहस्तलिखितं, रावणस्य क्रमद्वयम् ।
पश्यैतन्नाथ ! जानीहि, सीता तस्यैव नाथते ॥ २ ॥”

*

‘હજી સુધી પણ હે નાથ ! આપની પ્રિયા આ સીતા રાવણનું સ્મરણ કરે છે. સીતાએ પોતાના જ હસ્તે આલેખેલા ચરણદ્વયને આપ જૂઓ અને જાણો કે-સીતા તે રાવણને જ નાથ તરીકે માને છે.’

*

આ પછી તે સપત્નીઓએ પોતે ઉપજાવી કાઢેલા દોષને પોતાની દાસીઓ દ્વારા લોકમાં પ્રકાશિત કર્યો અને લોકમાં ભરવા ચાલી. એ અફવાથી

બુદ્ધિમાનોના હૃદય ઉપર પણ અસર થઈ ગઈ અને ઠેઠ શ્રી રામચંદ્રજી સુધી વિનંતિ કરવા આવ્યા : પણ રાજતેજની આગળ બોલવું કઠીન છે. રાજતેજથી કંપતા તેઓને અભય આપી, શ્રી રામચંદ્રજીએ તેઓને હિતકર વાત કહેવાની છૂટ આપી. છૂટ પામીને તે આગેવાનો પૈકીના એક મૂખ્ય આગેવાને કહ્યું કે-'હે સ્વામિન્! ન કહેવા લાયક વાત પણ કહેવી પડે છે કે-આટલા દિવસ સુધી રાવણને ત્યાં રહેલાં સીતાજી દૂષિત કેમ ન હોય? જે વાત યુક્તિથી ઘટી શકતી હોય, તે અવશ્ય માનવી જોઇએ : માટે આથી રાજ્યને કલંક ન લાગે તે પ્રમાણે આપે કરવું જોઇએ.' એ વખતે શ્રી રામચંદ્રજીએ આવેલા નગરના આગેવાનોને યોગ્ય શબ્દોમાં સાંત્વન આપ્યું અને શ્રી રામચંદ્ર જેવા રાજાએ પણ નિર્ણય કર્યો કે-'સીતાનો ત્યાગ કરવો.' જૂઓ-આ લોક અને લોકનો વિરોધ શું કામ કરે છે? આ લોકે માનેલા વિરોધના ત્યાગથી કયું પરિણામ આવે છે તે જૂઓ. શ્રી રામચંદ્રજીને તેવા નિર્ણય ઉપર આવેલા જોઈને, શ્રી લક્ષ્મણજી કહે છે કે-'લોકની વાણીથી આપ સીતાજીને ન તજો, કારણ કે-મુખના બંધ વિનાનો લોક તો મરજી મુજબ અપવાદને બોલનાર છે. સારા રાજ્યમાં શાંતિપૂર્વક રહેનારો લોક પણ જો રાજદોષને ગ્રહણ કરવામાં તત્પર હોય, તો તે રાજાઓ માટે શિક્ષા કરવા યોગ્ય છે અને તેમ ના હોય તો ઉપેક્ષા કરવા યોગ્ય તો છેજ."

આ પ્રમાણે શ્રી લક્ષ્મણજીએ કહેવા છતાં પણ, શ્રી

રામચંદ્રજી શ્રી સીતાજીનો ત્યાગ કરવાના પોતાના વિચારો જ્યારે નથી ફેરવતા અને સેનાપતિને-'સીતાને અરણ્યમાં તજી આવો'-આવી આજ્ઞા કરે છે, ત્યારે શ્રી લક્ષ્મણજી રોતા રોતા પગમાં પડીને શ્રી રામચંદ્રજીને વિનવે છે કે-'મહાસતી સીતાજીનો આ ત્યાગ ઉચિત નથી.' આ વિનંતિના ઉત્તરમાં શ્રી રામચંદ્રજી તરફથી જવાબ મળ્યો કે-'હવે તારે કાંઈપણ બોલવું યોગ્ય નથી.' આથી શ્રી લક્ષ્મણજી શ્યામ મુખે રૂદન કરતા પોતાના સ્થાન ઉપર ચાલ્યા ગયા. આ પછી શ્રી રામચંદ્રજીએ 'કૃતાંત વદન' નામના સેનાપતિને આજ્ઞા કરી કે-'સીતાને શ્રી સમેતશિખરજીની યાત્રાનો દોહદ છે, માટે એ બ્હાનાથી તેને વનમાં લઇ જા.' સેનાપતિ તો આજ્ઞાને આધીન: એનું હૃદય કંપે છે, પણ કરે શું? આજ્ઞાનો અનુચર. સીતાજીને તીર્થયાત્રાને બ્હાને રથમાં બેસાડીને લઇ જાય છે. દુર્નિમિત્તો અનેક થવા છતાં પણ શ્રી સીતાજી શંકારહિતપણે રથમાં બેસી, ઘણે દૂર પહોંચી ગયાં. એક ભયંકર અરણ્યમાં રથ આવી પહોંચ્યો. સેનાપતિ પણ વિચારમગ્ન અવસ્થામાં ઉભો રહ્યો, કારણ કે-શ્રી સીતાજી-ને રથમાંથી ઉતારે કોણ? સેનાપતિથી બોલી પણ શકાતું નથી. શું કહે? પોતે મુંઝાય છે. અન્યાય થાય છે, એમ સમજે છે-પણ રામચંદ્રને કહે કોણ? લક્ષ્મણ જેવાનું ન માન્યું, એ રામચંદ્રને કોણ કહી શકે? પોતે આઘે ઉભો રહીને રૂએ છે. એ જોઇને સીતાજી પૂછે છે કે-'ભાઇ! છે શું?' સેનાપતિ કહે છે-'દેવી! રામચંદ્રજીનો હુકમ છે કે-આપનો અહીં ત્યાગ કરી આવવો.' આ સાંભળી સીતાને મૂર્ચ્છા આવે છે:

આઘાત થાય છે: તકલીફ ઘણી થાય છે. પોતે ગર્ભવતી છે. પછી મૂર્ચ્છા વળે છે ત્યારે કહે છે કે-'કેવો અન્યાય! પરીક્ષા વિના દંડ? હે સેનાપતિ! તું જઈને કહેજે કે-વગર પરીક્ષાએ દંડ દેવો, એ તારા જેવા રઘુવંશમાં પેદા થયેલા વિવેકીને છાજતું નથી: પણ એ દોષ તારો નથી, મારા કુકર્મનો છે: પણ એક સંદેશો તું જરૂર આપજે કે-" **ખલ પુરૂષોની વાણીથી જેમ મારો ત્યાગ કર્યો, તેમ મિથ્યાદૃષ્ટિની વાણીથી જિનધર્મનો ત્યાગ ન કરશો.** " બસ! સેનાપતિ ગયો અને આ સંદેશો કહ્યો કે તરત રામચંદ્રને મૂર્ચ્છા આવી: એમને પણ એમ લાગ્યું કે-'મેં જુલમ કર્યો કે ખલ લોકની વાણીથી સીતાનો ત્યાગ કર્યો.' પછી શ્રી લક્ષ્મણના કહેવાથી શ્રી રામચંદ્રજી જાતે સેનાપતિ અને ખેચરો સાથે ગયા, પણ સીતાજીનો પત્તો ન લાગવાથી પાછા આવ્યા: એટલે એનો એ લોક શ્રી સીતાજીના ગુણ ગાવા લાગ્યો અને શ્રી રામચંદ્રજીની નિંદા કરવા લાગ્યો. બેવકૂફ લોક તો ગમે તેમ બોલે, પણ માની લેવાય? અરે માનો કે-સીતા તેવી હોય તોયે આમ તજાય? ગર્ભવતીને તજાય?

(**સભામાંથી॰** દુનિયા દોરંગી છે.)

અરે દોરંગી નહિ, પણ વિવિધ રંગી છે: અનેક રંગી છે. પુણ્યશાલિની શ્રી સીતાદેવીને તો અટવીમાં પણ સાધર્મિ મળ્યો અને લઇ ગયો. ત્યાં તેમને બે પુત્રો લવ અને કુશ નામે થયા. તેઓએ પિતા-કાકા સાથે યુદ્ધ કર્યું. સીતાજીએ દીવ્ય કર્યું અને છેવટે દીક્ષા લઇ કલ્યાણ સાધ્યું. આપણે તો આ સ્થાને-'લોકની દશા શી છે?' એજ જોવાનું છે. જે

સમયે મહાસતી શ્રી સીતાદેવીએ દીવ્ય કરવાની કબુલાત કરી, તેજ સમયે લોકોએ ઉદ્ઘોષણા પૂર્વક નિષેધ કર્યો અને કહ્યું કે–'નિશ્ચય પૂર્વક સીતાદેવી મહાસતી છે.' આના ઉત્તરમાં શ્રી રામચંદ્રજીએ સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું કે–"હે લોકો ! તમારામાં કોઈ પણ જાતિની મર્યાદા ક્યાં છે ? તમે ને તમે જ અદૂષિત કહો અને તમે ને તમેજ કલંકિત કહો : સામે કાંઇ બોલો અને દૂર કાંઇ બોલો : તમારૂં ઠેકાણું શું ? ફરી પણ દૂષિત કહેવામાં તમને પ્રતિબંધ શો છે ? માટે બસ, સીતા ! દીવ્ય કરો." દીવ્યની કાર્યવાહી થઇ ગઈ અને તે જોઈ શ્રી રામચંદ્રજી પણ કમકમી ઉઠયા : અને અનેક જાતિના વિકલ્પો કરવા લાગ્યા : કારણ કે–દીવ્યની ગતિ વિષમ હોય છે. શ્રી રામચંદ્રજી તો વિચાર કરતાજ રહ્યા અને મહાસતી શ્રી સીતાદેવીએ અગ્નિની ધખધખતી ખાઇમાં ઝંપલાવ્યું. હવે આ વખતે ઉદ્યાનમાં એક મુનિવરને કેવલજ્ઞાન થયું હતું, તેનો મહોત્સવ કરવા ઇંદ્ર પોતાના સેનાપતિ તથા દેવતાઓ સાથે જતા હતા. ત્યાં દેવતાઓની વિનંતિથી આ પ્રસંગ જાણીને તરત ઇંદ્ર મહારાજે, પોતાના સેનાપતિ દેવને શ્રીમતી સીતાદેવીને સહાય કરવાને ફરમાવ્યું. પોતે કહ્યું કે–'આ બેય ધર્મકાર્યો છે : હું કેવળજ્ઞાનીનો મહોત્સવ કરવા જાઉં છું અને તમે સીતાજીના શુદ્ધિપ્રસંગને સાચવી લો.' સીતાજીએ જેવું ચિતામાં પડતું મૂકયું, કે તરત એ ખાઈ પાણીથી ભરાઇ ગઈ : અંદર સુવર્ણ કમળ ગોઠવાઈ ગયું : એના ઉપર સીતાજી બેઠાં : પાણી તો જોસભેર વહેવા માંડયું : વિદ્યાધરનાં સિંહાસનો પાણીમાં તરવા લાગ્યાં. ' હે મહાસતી ! બચાવો,

બચાવો !'–એમ વિદ્યાધરો બોલવા લાગ્યા : શ્રી સીતાદેવીએ પોતાના હસ્તથી વહેતા પાણીને વાળી લીધું. આથી શ્રી સીતાદેવીના શીલની પ્રશંસા કરનારા શ્રી નારદજી વિગેરે આકાશમાં નાચવા લાગ્યા. દેવતાઓએ આકાશમાંથી શ્રી સીતાદેવીના શિર ઉપર પુષ્પવૃષ્ટિ કરી અને લોકો પણ '**अहो शीलम् अहो शीलम्**'–આવી ઉંચા સ્વરે ઉદ્‌ઘોષણા કરવા લાગ્યા. પોતાની માતાના પ્રભાવને જોઇને આનંદ પામેલા 'લવણ' અને 'અંકુશ' નામના શ્રી સીતાદેવીના પુત્રો હંસની માફક તરતા તે પોતાની માતા પાસે પહોંચી ગયા અને શ્રી સીતાદેવીએ મસ્તક સુંઘીને પોતાની પાસે બેસાર્યા. પછી લક્ષ્મણ આદિએ નમસ્કાર કર્યા અને શ્રી રામચંદ્રજીએ પણ હાથ જોડવા પૂર્વક ક્ષમાપના કરી તથા પોતાની સાથે વિમાનમાં બેસવા અને ઘેર આવવા કહ્યું : પણ શ્રી સીતાદેવીએ તો કહ્યું કે–'આમાં કોઇ અન્ય લોકોનો દોષ નથી, કેવલ મારા પૂર્વકર્મોનોજ દોષ છે : ખરેખર, હું આ રીતે દુ:ખને આપનારાં કર્મોથી હવે નિર્વેદ પામી છું, માટે એ કર્મોનો ઉચ્છેદ કરનારી પ્રવજ્યાનો સ્વીકાર કરીશ.' આ પ્રમાણે કહીને મહાસતી શ્રી સીતાદેવીએ પોતાના માથાના વાળ ઉખેડી શ્રી રામચંદ્રજીને સમર્પણ કર્યા : શ્રી રામચંદ્રજી એ જોઇ મૂર્ચ્છિત થાય છે : સીતાજી સીધાં ચાલ્યાં જાય છે : કેવળજ્ઞાની પાસે જઇ વ્રત લે છે. રામચંદ્રજી તો હજી મૂર્ચ્છિત છે. એમની આજ્ઞા લેવા પણ સીતાજી ન રહ્યાં. સીતાજી આજ્ઞાપાલક હતાં કે નહિ ? કદિ આજ્ઞા તોડી છે ? પણ અત્યારે સીધાં જઇ વગર આજ્ઞાએ પણ વ્રત લે છે.

રામચંદ્રની મૂર્ચ્છા વળી ગઇ એટલે સીતાને ન જોવાથી પૂછ્યું કે-'સીતા ક્યાં ગઇ ?' કોઇએ પણ ઉત્તર નહિ આપવાથી રામચંદ્ર કોપાયમાન થયા: કહ્યું-'જાઓ! જીવવાની ઇચ્છા હોય તો લુંચિત કેશવાળી સીતાને પણ મને જલ્દી દેખાડો! મારી દુઃખી અવસ્થામાં પણ આ બધા ઉદાસીનપણે ઉભા છે ?'-એમ કહીને રોષમાં ને રોષમાં બધાને મારવાના જ એક ઇરાદાથી ધનુષ્યને ગ્રહણ કરતા ભાઇને શ્રી લક્ષ્મણજીએ કહ્યું કે-'હે આર્ય! આ શું કરો છો? ખરેખર, આ સઘળો લોક આપનો કિંકર છે. દોષથી ભય પામેલા અને ન્યાયનિષ્ઠ એવા આપે જેમ સીતાદેવીનો ત્યાગ કર્યો હતો, તેમ ભવથી ભય પામેલાં અને પોતાના આત્મકલ્યાણરૂપ સ્વાર્થમાં એકતાન બનેલાં શ્રી સીતાદેવીએ સર્વસ્વનો ત્યાગ કર્યો. આપની જ હાજરીમાં શ્રી સીતાદેવીએ પોતાના હાથેજ કેશોને ઉખેડી નાખીને, વિધિ મુજબ ઉદ્યાનમાં રહેલા મુનિવર પાસે દીક્ષા અંગિકાર કરી છે અને ઉદ્યાનમાં હમણાં જ તે મુનિવરને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે, તેનો મહોત્સવ પણ અવશ્ય કરવા યોગ્ય છે અને વ્રતધર શ્રી સીતાજી પણ ત્યાં જ છે.' આ સાંભળી સ્વસ્થ બનેલા શ્રી રામચંદ્રજી પણ બોલ્યા કે-'સારી વાત છે કે સીતાએ કેવલજ્ઞાની મુનિવર પાસે દીક્ષા અંગિકાર કરી.' આજે આ રીતે શાંત કરે એવો ભાઇ પણ ક્યાં છે?

*

હવે તો એનું એ લોક તાળી પાડી કહેવા લાગ્યું કે-'ધન્ય છે સીતાને!' દીવ્ય કરી રહ્યા પછીથી દરેક વખતે લોક હવે સીતાને વખાણવા લાગ્યું. લોકને શું? જેવો વાયરો

વાય તેવું બોલે. આપણો મુદ્દો એ છે કે–'લોકની દશા કયી ?' લોક તો વાત વાતમાં વિરોધ કરે. વાત સજ્જનની કહેલી છે કે દુર્જનની–એની પરીક્ષા લોકને થોડી કરવી છે? લોકનો સ્વભાવ જ એ છે કે–એ તો હરેકની વાત ફાવે તેમ ફેલાવે. ગાંડા લોકના વિરોધથી મુંઝાઈ જઈને શ્રી સીતાદેવીનો ત્યાગ કરવાથી, શ્રી રામચંદ્રજી જેવા મહાપુરૂષને પણ પશ્ચાત્તાપ કરવો પડયો તો પછી બીજાનું શું? માટે શાસ્ત્રકાર મહર્ષિઓ લોકવિરૂદ્ધ કાર્યોનો ત્યાગ ફરમાવે છે, પણ લોકના વિરોધ માત્રથી ગભરાઈ જઈને સત્ય વસ્તુનો કે સત્ય વસ્તુની ઉપાસનાનો ત્યાગ કરવાનું ફરમાવતા નથી,–એ ધર્મના આરાધક આત્માઓએ બરાબર સમજી લેવા જેવું છે.

( **પ્રશ્ન૦** સીતાજીને દીક્ષા આપી ત્યારે શ્રી રામચંદ્રજી વિગેરે ત્યાં આવીને તોફાન કરત તો ?)

ભૂલ્યા ! આ વાત કદી બનેજ નહિ, પણ માની લો કે કદાચ બને, તો ઇંદ્ર બધાને પહોંચી વળવા સમર્થ હતા. જે કાલમાં વિરોધીઓ બળવત્તર હોય ત્યારે નાની સંખ્યામાં રહેલા પણ ધર્મીનું બળ એવું હોય છે કે–પેલાઓને પાછા જવું જ પડે. શાસન જયવંતુ છે. શાસન રહેવાનું ત્યાંસુધી રક્ષક પણ જયવંતા રહેવાના જ! જો એમ ન ચાલે તો તો અરાજકતા થાય! સજ્જનો જીવી શકે જ નહિ!! સારો કાલ હોય ત્યારે સજ્જનને સહેવું ન પડે: વગર સહ્યે સાધ્ય સાધી શકે એ વાત ખરી! અને ખરાબ કાલમાં વેઠવું પડે પણ કાંઇ નાશ ન પામી જાય. હરેક કાલે જેવા જેવા વિરોધી

હતા, તેવા તેવા રક્ષક હતા, હોય છે: વર્ત્તમાનમાં પણ છે અને ભવિષ્યમાં પણ હશે.

*

એક સાચો ધર્માત્મા, લાખ્ખો અધર્મીમાં હીરાની જેમ ઝળકે છે. અધર્મીને તો પહેલું હૃદયજ ડંખે. ચૌદઆની બળ તો ત્યાંજ નાશ પામે. બાકીના બેઆની બળ પર ધમાચકડી કર્યા કરે, પણ ધર્માત્માની દૃષ્ટિ એ બધા બળને ઢીલું કરે. તમે જૂઓ, જયારે–ત્યારે ધર્મીઓની દૃષ્ટિ કયી હોય છે? 'હશે'–'હશે' એવી દૃષ્ટિ છતાં આ શાસન કાયમ અને વિરોધિઓની ધાંધલ આટલી આટલી છતાં ત્યાં નાસીપાસી! કારણ એ છે કે–અહીં મૂળ સાચું છે. એક એક ધર્મીની સુંદર જાગૃતિ હોય તો ઘણીજ સારી અસર નીપજાવે. અરે, સુધર્મા ઇંદ્રને વચ્ચે આવવાની જરૂરજ ન પડે: જૂઓને! શ્રી રામચંદ્રજીના ગુસ્સાને શ્રી લક્ષ્મણજીએજ ન વધવા દીધો! હાથમાં બાણ લેવાને તૈયાર થયા કે તરતજ શ્રી લક્ષ્મણે આવીને શાંત કર્યા. આ મહાપુરૂષો પુણ્યવાન એવા કે–એમને સલાહ આપનારા સાથેજ હોય. શ્રી લક્ષ્મણજીનો આત્મા તો નરકગામી, વિરતિનો ઉદય પણ નહિ, છતાં પણ વસ્તુ પ્રત્યે સદ્ભાવ કેટલો? કેવા મજેના શબ્દ બોલી શ્રી રામ-ચંદ્રજીને શાંત કર્યા? એ શબ્દો એવી ઉંચી કોટિના છે કે–ગમે તેવા કષાયમાં ચઢેલા આત્માને પણ શાંતિ આપ્યા વિના રહે નહિ. શ્રી લક્ષ્મણજી બોલ્યા છે કે:–' હે આર્ય! આ શોભે? કોઇ પ્રભુનો માર્ગ આરાધે તે સામે આપણો વિરોધ હોય? આપણે સંસારમાં રોળાતા હોઇએ તો ભલે રોળાઇએ,

પણ કોઈ છૂટતું હોય ત્યાં વિરોધ હોય ?' ઉપકારી પુરૂષોએ તો કહ્યું છે કે–'એક સર્વવિરતિ થાય ત્યારે સમ્યગ્દષ્ટિ આત્માઓને ઘેર ઘેર વધામણાં હોય.

## લક્ષ્મણ ઉપરનો શ્રી રામચંદ્રજીનો મોહ.

( **પ્રશ્ન૦** લક્ષ્મણ પર રામનો મોહ ખરોને ?)

અરે, એ મોહ તો મહા ભયંકર ! છ મહિના શ્રી લક્ષ્મણજીનું શબ લઇ શ્રી રામચંદ્રજી ફર્યા છે. સેનાપતિ કે જે દીક્ષા લઇ દેવલોકે ગયો હતો, એના પ્રતિબોધથી શ્રી રામચંદ્રજી બોધ પામ્યા છે. લક્ષ્મણ કેવી રીતે મૃત્યુ પામ્યા એ જાણો છો ? ઇંદ્રસભામાં રામ અને લક્ષ્મણના સ્નેહની વાતને સાંભળીને બે દેવતાઓ કૌતુકથી પરીક્ષા કરવા લક્ષ્મણજીના મકાન ઉપર આવ્યા અને માયાથી શ્રી લક્ષ્મણજીના આખા અંત:પુરને, શ્રી રામચંદ્રજી મરી ગયા હોય એવી રીતે રોતું બતાવ્યું. એ રીતે રોતા અંત:પુરને જોઈને શ્રી લક્ષ્મણજી બોલ્યા કે:–'શું મારા જીવિતના પણ જીવિતરૂપ મારા ભાઇ મરણ પામ્યા ? હા ! છલઘાતી કૃતાંતે શું કર્યું ?' –આ પ્રમાણે બોલતાં શ્રી લક્ષ્મણજીનું જીવિત તે વચનની સાથેજ નાશ પામ્યું. શ્રી લક્ષ્મણજીને મરેલા જોઈને દેવતાઓ પણ ઘણાજ ખિન્ન થયા અને પોતાની ખૂબ નિંદા કરતા, પોતાના દેવલોકમાં ચાલ્યા ગયા. આ બાજુ શ્રી લક્ષ્મણજીનું અંત:પુર આક્રંદ કરવા લાગ્યું. આ આક્રંદને સાંભળી શ્રી રામચંદ્રજી આવ્યા અને બોલ્યા કે:–'વગર જાણ્યે આ અપમંગલ શું આરંભ્યુ છે ? હું પણ જીવું છું અને મારો ભાઇ પણ જીવે છે. ભાઇને કોઇ મોટા વ્યાધિની પીડા છે. ઔષ-

ધથી મટી જશે.'–એમ કહી વૈદ્યાદિકને બોલાવ્યા.સઘળા ઉપાયો નિષ્ફળ ગયા. આથી આખા કુટુંબમાં ભયંકર આક્રંદ ચાલ્યું. સર્વત્ર શોક છવાઈ ગયો. રામચંદ્રજી પણ મૂર્ચ્છિત થયા. મૂર્ચ્છા વળ્યા પછી વિલાપ કરવા લાગ્યા. આ સમયે શ્રી રામચંદ્રજીના પુત્રો 'લવણ' ને 'અંકુશ' પિતાજીને નમસ્કાર કરીને કહેવા લાગ્યા કે:–

**'લઘુપિતાના મૃત્યુથી અમે આજે સંસારથી ઘણાજ ભય પામ્યા છીએ: સર્વને માટે આ મૃત્યુ અકસ્માત્ આવે છે: માટે મનુષ્યોએ મૂલથીજ પરલોકની સાધના માટે તત્પર થઈને રહેવું જોઇએ: માટે અમને દીક્ષા માટે અનુમતિ આપો, કારણ કે–હવે આ લઘુ પિતા વિનાના ઘરમાં રહેવું એ યોગ્ય નથી.'**

*

ભાગ્યશાલિ ! કહો, આ સમય દીક્ષાની અનુમતિ માગવા જેવો તમને લાગે છે ? અહીંયાં ઔચિત્ય અને અનૌચિત્યની ચર્ચા કરનારાઓને બોલવાનું સ્થાન રહી શકે છે ? વૈરાગ્ય, એ એવી વસ્તુ છે કે–ત્યાં સાંસારિક વ્યવહારોને વાસ્તવિક રીતિએ સ્થાન નથી. અને આજે જે વ્યવહારોની ચિંતા છે, તે સૂચવે છે કે–વિરાગીના વિરાગમાં શિથિલતા છે અને બીજાઓને વૈરાગ્યની કિંમત નથી. અન્યથા આ દશા હોય જ નહિ. આ બાજુ શ્રી રામચંદ્રજી તો ભયંકર શાકાવસ્થામાં છે. આ અવસ્થામાં રજા આપે એ પણ અશક્ય જેવું છે. આથી એ બન્ને પુણ્યશાલિ અને પરમ

વિરક્ત આત્માઓ ‘ શ્રી લવણ ’ અને ‘ શ્રી અંકુશ ’ માત્ર આટલું કહીનેજ ચાલતા થયા અને દીક્ષા અંગિકાર કરી : ગુરૂએ આપી પણ દીધી, આરાધી અને મોક્ષ પણ ગયા.

*

શ્રી લક્ષ્મણજીના મૃત્યુના અને આવી પરિસ્થિતિના સમાચાર આખી અયોધ્યામાં ફેલાઈ ગયા છે. આ સંયોગોમાં પણ ગુરૂએ દીક્ષા આપી દીધી. આ પછીથી રામચંદ્રજી પણ ભાઈની વિપત્તિથી અને પુત્રોના વિયોગથી વારંવાર મૂર્ચ્છા પામવા લાગ્યા અને મોહથી બોલવા લાગ્યા કે:–‘ હે ભાઇ ! શું મેં કોઇ વખતે કંઇ પણ તારૂં અપમાન કર્યું છે, કે જેથી તેં આ પ્રકારનું મૌન અંગિકાર કર્યું છે ? તું આવો થયો ત્યારે તો હે ભાઇ ! પુત્રોએ પણ મારો ત્યાગ કરી દીધો.’ આ પછી અનેક સમજાવનારા સમજાવે, તે છતાં પણ મોહના વશ-પણાથી નહિ સમજતાં, શ્રી લક્ષ્મણજીના શબને રોજ નવરાવે, ધોવરાવે, ખોળામાં બેસાડે ને મનાવતા હોય તેમ ચેષ્ટા કરે. આવી રીતે રામચંદ્રજી જેવા પણ લક્ષ્મણના મોહમાં આટલા ઘેલા થયા હતા ! આ રીતે કરતાં તેઓએ છ માસ વિતાવી દીધા અને પરિણામે પોતાના સેનાપતિ, કે જે સંયમ આરાધી દેવ થયો હતો, તેનાથી બોધ પામ્યા અને અનેકની સાથે સંયમ અંગિકાર કર્યું. શ્રી રામચંદ્રજી નીકળ્યા એમ જાણી સોળ હજાર મુકુટબદ્ધ રાજાઓ પણ સંયમધર થયા. તે વખતે સાડત્રીસ હજાર સ્ત્રીઓએ પણ સંયમનો સ્વીકાર કર્યો. પરમ સંયમધર શ્રી રામચંદ્રજી એક વખતે કોઇ અટવીમાં રહેલી ગુફામાં રહ્યા હતા, ત્યાં ધ્યાન-

મગ્ન થયેલા તે પરમર્ષિને અવધિજ્ઞાન ઉત્પન્ન થયું અને તે દ્વારા શ્રી લક્ષ્મણજીને નરકમાં પડેલા જોયા અને એથી 'ધર્મકર્મ વિનાનું લાંબુ આયુષ્ય પણ અંતે નરકને આપનારૂં નિવડયું : ખરેખર, કર્મનો વિપાકજ ભયંકર છે '—એમ વિચાર્યું. તે પછી પૃથ્વીતલને પાવન કરતા તે મુનિવર કોટિશિલા ઉપર પધાર્યા. ત્યાં ક્ષપકશ્રેણી ઉપર આરૂઢ થઇ, કેવલજ્ઞાન પામી, અનેક ભવ્યજીવોને પ્રતિબોધ પમાડી મુક્તિપદને પામ્યા. વૈરાગ્ય થાય ત્યારે દુનિયાનું ઔચિત્ય, વિરક્ત આત્માને બાધ ન કરે. રામાયણ, એ દીક્ષાની ખાણ છે—એ હું જણાવી ચૂકયો છું. રામાયણમાં આવતા રાજામહારાજાઓમાં સંખ્યાબંધ સંયમધર થયા છે. શ્રી હનુમાનજીને સૂર્યાસ્ત જોઇને વૈરાગ્ય થયો છે અને તરતજ દીક્ષા લીધી છે : તેમજ તેમની સાથે સંખ્યાબંધ રાજાઓએ અને રાણીઓએ સંયમ અંગિકાર કર્યું છે. વિચારો કે—આ રાજકુટુંબોની ભાવના કેવી હશે ?

## આલંબન ઉંચાં લ્યો !

સૂર્ય તો હંમેશાં અસ્ત થાય છેજ ને ? પણ તમને તે જોઈ એવા ઉત્તમ વિચારો આવે છે ખરા કે જેના યોગે વૈરાગ્ય થાય ? અરે, એક શહેરમાં એક માણસની સ્ત્રી ફાનસ સળગાવતાં સળગી ગઈ : સખત રીતે દાઝી : તે માણસ પણ તે બનાવ જોઇને થરથરી ઉઠયો : દવા પણ કયાં ચોપડે ? ચામડી એવી બળી ગઈ હતી કે—જોતાં જ કંપારી છૂટે અને થોડા કલાકમાં એ બાઇ મરણ પામી. એ આદમી રોજ વ્યાખ્યાનમાં આવતો હતો. તે દિવસે બપોરે આવી

બધી વાત કહી અને પોતાને બહુ ત્રાસ થયો છે એમ જણાવ્યું. ' સમયે હિતકર સૂચના કરવી જોઈએ '—એ ન્યાયે મેં કહ્યું કે:–' ભાઇ! સંસારનું સ્વરૂપ જ એવું છે! આયુષ્ય ક્ષણિક છે માટે ચેતવા જેવું છે.' એટલે તરત એ આદમી હસી પડયો અને કહેવા લાગ્યો કે:–' આપ તો આપની જ વાત કરો છો, પણ એ કાંઇ બને નહિ : સંસારમાં એમ તો બન્યા જ કરે છે : એથી કાંઇ ડરીએ–બરીએ નહિ. ' હવે આ સ્થિતિમાં સૂર્યાસ્ત જોવાથી શું અસર થાય? એ અસર તો પુણ્યશાલી પુરૂષોને જ થાય. સંસ્કારો એવા કેળવો, સંયોગો એવા મેળવો, વાર્તાલાપ એવો કરો કે–ઉત્તમ વિચારો અને વૈરાગ્ય સહજ થાય. ધર્મગોષ્ઠિ કરો અને નવરી વાતોમાં ન પડો, તો ઉત્તમ વિચારો અને વૈરાગ્ય કેમ ન આવે? નાનીશી જીંદગી ! એમાં જો ખરાબ સંસ્કારમાં પડી ગયા અને જાગૃત ન થયા તો પસ્તાવું પડશે. નાનાં બાળકો દીક્ષા લે છે એની દયા આવે છે, પણ મોટા નથી નીકળતા તેનું શું? તમારી પોતાની પણ દયા આવે છે કે નહિ? મોટાએ નીકળવું નહિ, નાનાને નીકળવા દેવા નહિ, એ ન્યાય કયાંનો? વસ્તુનો વિરોધ કયી રીતે કરવામાં આવે છે તે સમજાતું નથી. દુનિયાના વ્યવહારમાં પણ બાળકને સમજાવીને કામ લેવાય છે. નીશાળે ન જતો હોય તો પૈસો આપીને કે ચીજ આપીને પણ મોકલવામાં આવે છે. એ લાલચ આપીને બાળકને નિશાળે મોકલવું, એ તમે સારૂં માનો છો યા નહિ? કહોને કે–માનીએ જ છીએ, કારણ કે–જે સારી ચીજ છે, તે જે યુક્તિથી અને જે જાતિના પ્રયત્નથી

દેવાય એ પ્રયત્નથી દેવી એ હિતકરજ છે. બાળક સારી વસ્તુનો જે રીતે રસીઓ બને, તે રીતે આચરવામાં કશીજ હરકત નથી: કારણ કે-બાલ્યાવસ્થા એવી છે કે-એને જેવી કેળવવી હોય તેવી કેળવાય. વારૂ કહો, હવે દીક્ષા એ ચીજ સારી છે કે ખોટી છે ? સ્કુલમાં બેસનારા છોકરાઓ પણ નઠોર નથી હોતા ? ઘણાયે બજારોમાં બેસનારા વેપારીયો અને ધંધા કરનારાઓ ભીખ નથી માગતા ? છતાં એ ચાલુ છે. ત્યાં તો તમે બહુ એક્કા છો. કોઇ નવી પેઢી કાઢે એને કોઈ ના કહે ? કોઇ એમ કહે કે-'ઘણાંએ દેવાળાં કાઢયાં માટે ઘેર બેસો ?' અને કદાચ કોઈ તેમ કહે તો પણ સાંભળનારો કહી દે કે:-" એ બીજા, અમે એવા નહિ : જો આ પેઢી, ફલાણી પેઢી ચાલુ છે ને ? અમે પણ એવા મશહુર છીએ." ત્યાં બધા શાહુકારના દાખલા લે અને અહીં બધા પડેલાના, દેવાળીયાના દાખલા દે. આ પડયા, તે પડયા, એ દાખલા જ હાથ આવે. ચઢેલાના દાખલા હાથ લે તો તો વાંધો આવે. જ્ઞાની કહે છે કે-'દાખલા ચઢેલાના લો ! પડેલાને સંભારો નહિ.' પડેલાનાં દ્રષ્ટાંત લેવાં એ તો દેવાળીયાનું કામ અને ચઢેલાનાં દ્રષ્ટાંત લેવાં તે શાહુકારનું કામ. ફલાણે કુકર્યું એવું શાહુકાર ન જૂએ. એ તો જાત વેચીને પણ આબરૂ રાખે. અને જેને પાઘડી ફેરવવી હોય તે તો એમજ કહે કે-'એમાં નવાઇ શી ? બધા એમજ કરે છે.'-એમ વિચારી ઝટ નાદારીમાં નામ નોંધાવે. અહીં તો સારી ચીજ માત્ર શુદ્ધ હૃદયથી-શુદ્ધ ભાવથી દેવાની અને લેવાની છે. દેનારની ભાવના ખોટી

હોય તો પણ લેનાર તો તરીજ જાય. ગુરૂજ પહેલાં મોક્ષે જાય અને શિષ્ય પછી જ જાય, એ કાયદો અહીં નથી. શિષ્ય પહેલો પણ જાય અને ગુરૂ ન પણ જાય: પાછળ પણ રહી જાય: અને શિષ્ય સારો હોય તો ગુરૂને પણ ખેંચીને લઈ જાય. શિષ્ય પ્રથમ મુક્તિએ જાય, એ આ શાસનમાં નવું નથી. આ શાસન તો આરાધક માટે છે. જે આત્મા અધિક આરાધના કરે તે પ્રથમ મુક્તિએ જાય, ઓછી કરે તે પછીથી જાય અને વિરાધના કરે તો ડૂબી પણ જાય! માટે હરેક રીતે જનતાને આરાધક બનાવવા સુપ્રયત્નો ચાલુ જ રહેવા જોઇએ. આ બધી ધૂનનની તૈયારી થાય છે. હલાવવું પડશે. અજ્ઞાન વાતાવરણથી દુનિયા ડૉળાઇ રહી છે. માટે સાવધાનીથી જોરદાર પ્રયત્નો ચાલુ રાખવા જ જોઇએ. સુસ્ત કે બેદરકાર રહેવું, એ અત્યારના સમયમાં ઘાતક બનવા જેવું છે: માટે સહુએ પોતાની શક્તિનો સંપૂર્ણ સદ્‌વ્યય કરવો જ જોઇએ: અને એ માટેજ આપણી છેલ્લી માગણી એ છે કે–'આ સંસારથી મુક્તિ ન થાય ત્યાં સુધી:—

" तह वि मम हुज्ज सेवा, भवे भवे तुम्ह चलणाणं । "

  

[ ૧૮ ]

ટીકાકારમહર્ષિ શ્રી શીલાંકસૂરિજી મહારાજા ફરમાવી ગયા કે–'આ શાસન જયવંતુ વર્તે છે, કારણ કે–આમાં એક પણ અયોગ્ય વિચારને સ્થાન નથી, તેમજ એક પણ સુંદર વિચારનો ઇન્કાર નથી : એક પણ સુંદર વિચાર એમાં નથી એમ નથી. એના સિદ્ધાંતો બધી અપેક્ષાએ એવી રીતે સિદ્ધ થયેલા છે કે–એને સેવનાર કર્મમલથી રહિત થઈ નિયમા મુક્તિપદે જાયજ. એથીજ તે શાશ્વત્ છે, અનૂપમ છે અને સઘળા શ્રી તીર્થંકરદેવોથી નમસ્કાર કરાયેલું છે.' આ તીર્થમાં આચાર એ મૂખ્ય વસ્તુ છે. આ તીર્થના આચારને જીવનમાં ઉતારવા હોય તો ભાવના બહુજ મજબૂત જોઇએ. એ મજબૂતી માટે રોજ બોલાતા પ્રાર્થનાસૂત્ર ઉપર વિચારણા કરી રહ્યા છીયે. એ પ્રાર્થનાસૂત્ર જો હૃદયપૂર્વક બોલાય, તો ગોઠવણ એવી મજેની છે કે–જરૂર ભાવના મજબૂત થાય. પ્રાર્થનાની શરૂઆતમાંજ 'ભવનિર્વેદ'ની માગણી છે. સંસારપર નિર્વેદ ન થાય, ત્યાં સુધી આગળના એક પણ ગુણની વાસ્તવિક પ્રાપ્તિ થઇ શકે તેમ નથી. દુર્ગંધ જાય નહિ ત્યાં સુધી સુગંધિ ન આવે : દુર્ગંધિનાં પરમાણુ નાસિકામાં મૂકી ફરનારને, ગુલાબની સુગંધિ ન આવે એમાં કાંઈ બગીચાનો દોષ છે ? સુગંધિનો ખપ હશે તેણે દુર્ગંધિ કાઢવીજ પડશે. એ દુર્ગંધિ એવી રીતે નીકળવી જોઇએ કે—એનું સ્મરણ પણ ન થાય. તો પછી એની વાતચીત, ઉપદેશ વિગેરે તો હોયજ શાનાં ?

* * *

**પ્રાસંગિક—**

આચારની કમીના હોય તો હજુ પણ નભે : 'સંવિજ્ઞ પાક્ષિક'ને શાસનમાં સ્થાન છે, એનું કારણ શું ? કારણ એજ કે–'તે પુણ્યાત્મામાં આચારની ન્યૂનતા છે, પણ ભાવ સંવેગનો છે : એ સાચાને ખોટું તો નજ કહે'. સંયમને પરિપૂર્ણપણે નહિ પાળી શકનાર સંવિજ્ઞ પાક્ષિક જરૂર પડે તો ('જરૂર પડે તો'–એ શબ્દો યાદ રાખો) સાંભળવાની છૂટ, અરે પાસથ્થો કે જેનામાં સંયમની શિથિલતા છે, પણ વસ્તુ માર્ગને અનુસરતી કહેતો હોય, તો વખતે (વખત આવે તો, હોં !) એના વચનને સાંભળવાની પણ છૂટ છે.

( **પ્રશ્ન૦** રૂપીઆ આપીને સાંભળતા અને સંભળાવતા માટે શું ? )

એટલી હીન કોટિની વાત હું નથી કરતો : અને આને માટે પણ કદાચ : કદાચ હોં ! ખપ પડે તો !! સાંભળ્યા વિના વસ્તુનો નાશ થતો હોય તો સાંભળે. 'કદાચ'–શબ્દ બરાબર યાદ રાખવાનો છે. પાસથ્થાને સાંભળવાની છૂટ દીધી, એનું કારણ શું ? આચારમાં ઢીલો ખરો, પણ આને–એટલે કે આગમને–શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને માથે ધરનારો–હૈયે રાખનારો માટે ! એ દેશના આપે તો એજ આપે, પણ વિરૂદ્ધ ન આપે. તેથી આચારમાં ચાહે તેવો પ્રવીણ હોય, પણ જો આનો ( આગમનો ) અનુયાયી ન હોય, એટલે કે–આગમથી વિરૂદ્ધ બોલનાર હોય, તો એના આચારની પણ કીંમત નથી : એને સાંભળવું એ પણ યોગ્ય નથી ! જેના યોગે આ બધું મળ્યું, તેનો ઇન્કાર કરે તો મળેલું પણ નકામું.

( પ્રશ્ન૦ નિહ્નવ ? )

જે કહો તે ! અરે નિહ્નવ તો એકજ વચન ઉત્થાપે એને કહેતા : પણ સઘળું ઉત્થાપે ત્યાં શું કહેવું ?

*        *        *

આ આચાર બહુ કિંમતી છે, માટે એના જિજ્ઞાસુને સંસાર ઉપરથી નિર્વેદ તો થવોજ જોઇએ. દુર્ગંધનાં પરમાણુ એવાં નીકળી જવાં જોઈએ કે–સુગંધનો પરિચય થાય. ભવની વાસના ન ગઇ હોય તો ભવ છોડયો તોય શું ! ભવની વાસના ગઇ હોય તે કોઈ વખત તીવ્ર કર્મના ઉદયથી ગબડે તો પણ વિચારે કે–'હું ભૂલ્યો' અને બીજાને પણ કહે કે–'હું ભૂલ્યો છું પરન્તુ સાચો માર્ગ તો આજ છે.' ભવનિર્વેદ તો ધર્મસાધનાની જડ ( મૂળ ) છે. આખી દુનિયા સંસારને પોષવા, ચલાવવા, ખીલવવા, વખાણવા બેઠી છે : એમાં કદાચ બસેં–પાંચસેં જણા ન વખાણે, ન પોષે, ન ખીલવે તો બગડી શું જાય ? નાશ શો થઇ જાય ? વાત એ છે કે–પેલી ( ભવની ) વાસના એવી ઘુસી ગઈ છે કે–એકદમ કાઢવી મુશ્કેલ થઈ પડી છે. માટે જ પ્રાર્થનાની શરૂઆતમાં ભવનિર્વેદ છે. એ ન આવે ત્યાં સુધી આત્મા સમ્યક્ત્વમાં પણ ટકી શકતો નથી, તો વિરતિની તો વાતજ શી કરવી ? મૂળ જાય ત્યાં શાખાઓ કયાંથી હોય ? આથીજ આપણે કહીએ છીએ કે–'ભવ ઉપર નિર્વેદભાવની જાગૃતિ છતાં, કર્મના ઉદયથી કદાચ પાલનમાં શિથિલતા આવી હોય, પણ સત્યને સત્ય તરીકે કહેનારો શાસનમાં સ્થાન પામી શકે છે: પરન્તુ આગમથી વિરૂદ્ધભાષી તો સ્વપર–ઉભયનો

નાશક છે, માટે આગમવિહિત માર્ગના વિરોધીઓથી તો દૂરજ રહેવું જોઇએ.

અંગારમર્દકાચાર્યનું દૃષ્ટાંત.

કુમાર્ગનો પ્રરૂપક તો સુયોગ મળે તો કદાચ બચી જાય, પણ અજ્ઞાનના યોગે ઉન્માર્ગગામીની પુંઠેજ જનારાઓની શી દશા ? એ તો ભારે દુરાગ્રહી જ બની જાય છે. તેઓ તો પોતાની સત્ય સાંભળવાની શક્તિને પણ ગુમાવી બેસે છે. ઉન્માર્ગ કહેનાર પણ સુધરે તો ભાગ્યેજ, પણ યોગ મળે તો શક્તિ છે એટલે કદાચ સરલતા અંગિકાર કરે તો સુધરી જાય, પણ પેલા પુંઠે જનારા તો એવા આગ્રહી બની જાય છે કે–'તું જાય પણ અમે ન જઇએ, કેમકે–આબરૂ જાય.' આવા પ્રસંગો ઘણા બન્યા છે. એકવાર નહિ પણ અનેકવાર બન્યા છે. સન્માર્ગની જિજ્ઞાસાવાળો તો ઉન્માર્ગની દેશના સાંભળે પણ નહિ. જ્યાં ત્યાંથી હીરા લાવવા, એ કામ તો ઝવેરીનું : બધાનું નહિ ! તેમ છએ દર્શનનાં શાસ્ત્રો વાંચવા–વિચારવાનું કામ તો એવી તાકાત ધરાવનારનું ! શક્તિહીનો માટે તો શાસ્ત્રે મિથ્યાદૃષ્ટિના પરિચયને પણ નિષેધ્યો છે, કારણ કે-શક્તિહીનો તો અજ્ઞાનના યોગે પોતેજ ઉન્માર્ગે ઘસડાઈ જાય. તાકાતવાળો તો પહોંચેલા હોય, એટલે સામાને પોતાની દિશામાં લાવે : ત્યારે શક્તિહીન તો સામાની દિશામાં દોડ્યો જાય : એટલે એની હાલત શી થાય ?, એ વિચારો. કોરો ત્યાગ, તપ, સંયમ એની કિંમત નથી. તામલી તાપસે છટ્ઠના પારણે છટ્ઠનો તપ સાઠ હજાર વર્ષ સુધી કર્યો, પણ એ તપનું

પરિણામ શું ? એ તપ ન હતો એમ નહિ, તપ તો ઉગ્ર હતો, છતાં પણ શાસ્ત્રે એ તપને અજ્ઞાન કષ્ટ તરીકે ઓળખાવ્યો. અભવિમાં સંયમ કેટલું ? ઘણુંજ મજેનું ! જ્ઞાન દેશોઉણા દશ પૂર્વનું : પામે તો એટલું પામે : દેશનાશક્તિ એવી અજબ કે—એને સાંભળીને સંખ્યાબંધ આત્માઓ સંયમ લઇને મોક્ષે જાય, પણ પોતાને તેવો લાભ નહિં!

( સભા૦ એને કાંઈ લાભ નહિ ? )

લાભ એટલો કે—દેવલોકે જાય : એટલા માટેજ એ આ બધું કરે. શ્રી તીર્થંકરદેવની ઋદ્ધિ જૂએ, સમવસરણ જૂએ, દેવતાઓને પ્રત્યક્ષ જૂએ, એટલે એને એમ થાય કે—'આવું બધું મળે, લોકપૂજા પમાય, દેવલોક મળે, સુખસાહ્યબી મળે, એ માટે સંયમ સેવવું !' અને પછી એવીજ ઇચ્છાને તૃપ્ત કરવા માટે સંયમ સેવે અને ઉગ્ર તપ વિગેરે કરે : પણ શ્રદ્ધા નહિ. અંગારમર્દકાચાર્ય નામના આચાર્ય પાંચસેં શિષ્યના ગુરૂ હતા : એ અભવ્ય હતા : એ પોતાના પરિવાર સાથે જે નગર તરફ ચાલ્યા આવતા હતા, તે નગરમાં પણ એક આચાર્ય હતા. એમને સ્વપ્ન આવ્યું કે—'આજે પાંચસેં હંસના ટોળા સાથે માલીક તરીકે એક કાગડો આવે છે.' સ્વપ્નાનુસારે નિર્ણય કર્યો કે—'જરૂર કોઈ અભવિ આત્મા આવે છે: પાંચસેં જણ ભવિ, પણ નાયક કોઈ અભવિ હોવો જોઇએ.' એ ગુરૂ ગીતાર્થ હતા. એમણે બીજા સાધુઓને જણાવી દીધું કે:—' આજે આવનારા સાધુઓ તમામ ભવ્ય છે, પણ આચાર્ય અભવિ છે. ' પેલા આવ્યા. એમના શિષ્યોને પણ ખાનગી રીતે આ ગીતાર્થ ગુરૂએ જણાવી

દીધું કે:–' તમે જેની સેવામાં રહ્યા છો તે આત્મા યોગ્ય નથી : તમે નહોતા જાણતા ત્યાં સુધી તો તમે લાભ ઉઠાવી શક્તા હતા, પણ હવે જાણ્યા પછી તમારે ત્યાગ કરી દેવો જોઈએ.' શિષ્યોએ પૂછયું કે:–' ખાત્રી શી ?' ગીતાર્થ ગુરૂએ કહ્યું કે:–' તમે રાત્રે ઉંઘશો મા. જાગતા રહેજો ને જે થાય તે જોજો.' આમણે જવા–આવવાના અમૂક માર્ગ પર કોલસાની કાંકરી પથરાવી, કે જેનો અવાજ ચૂં ચૂં થાય. રાત્રે બધા સૂતા. પેલા પાંચસેં સાધુઓ જાગે છે. જેને શંકા માટે જવું પડે તે સાધુઓએ જવા માંડયું, પણ જરા અવાજ થતાં પાછા ફર્યા કે–રખે જીવ તો ન હોય ! કોઇથી ન રહેવાયું તે સાચવી સાચવીને ગયા, પણ તે કંપતે હ્રદયે. રાત્રે પેલા આચાર્ય ઉઠયા : ચાલ્યા : અવાજ થયો. જોયું કે–કોઇ જાગતું નથી. તરત બોલી ઉઠયા કે:–'જ્ઞાનીનાં જીવડાં કેવું ચું ચું બોલે છે !' પગ સારી રીતે મૂકીને ચાલવા લાગ્યા. હવે આજ ગુરૂ, જ્યારે જીવદયાનું નિરૂપણ કરે ત્યારે હ્રદય પીગળાવે તેવું કરે. શિષ્યોએ આ જોયું, સાંભળ્યું. સવારે કહી દીધું કે–'આજથી અમે આપથી જૂદા છીયે.' કોઈ પૂછે કે–'એ સંયમી ખરા કે નહિ ?' શાસ્ત્ર કહે છે કે–'એ સંયમ, એ વિરાગ અને એ તપની કિંમત અંકાતી હોત, તો દુનિયામાં નિષ્પરિગ્રહી ઘણાએ છે : પરન્તુ એ બધા કાંઈ પૂજ્ય નહિ !' કપડાં વગરના કંઇ થોડા ફરે છે ? એ સંયમ, ચારિત્ર, તપ, વિરાગ, બધું દેખાવમાં–પણ અહીં ( હૈયામાં, શ્રદ્ધામાં ) કયાં ? એ અભવિ પણ એટલો લાભ શાથી કરી શકે ? આગમાનુસારી કહે છે માટે એટલો પણ

ઉપકાર કરી શકે. અને આગમથી ઉલટું કહેનાર માટે તો પૂછવું જ શું ? એ તો આઘોજ સારો.

## સુદર્શન શેઠના પૂર્વભવનું વૃત્તાંત.

શ્રી જિનેશ્વરદેવના અનુયાયી માત્રને ભવનો નિર્વેદ તો હોવો જોઇએ ને ! એ સંસારને સારો કે યોગ્ય તો નજ માને. એ માનીએ કે–'સંસારને પૂરો કારાગ્રહ ન સમજે : જેટલે અંશે સમકિતની નિર્મળતા તેટલે અંશે સમજે :'–પણ સંસારને સારો તો નજ માને : સંસારમાં આનંદ તો નજ માને : એ એમ કલ્પે કે– 'દેખાય તો છે આનંદ, પણ છે આફત : કારણ કે–પરિણામે આફત છે.' શ્રાવકની ખ્યાતિ કેવી હોવી જોઇએ એ વિચારો ! સુદર્શનશેઠની ખ્યાતિ કેવી હતી ? શ્રાવકની ખ્યાતિ સર્વત્ર કેવી હોય ? જેને આ વસ્તુ જચે અને શ્રાવક બની જાય, તેની સર્વત્ર ખ્યાતિ કેવી હોય ? આપણો વ્યવહાર, આચાર અને પ્રવૃત્તિ એવાં અને એટલાં સુદર અને શુદ્ધ હોવાં જોઇએ કે–'ગમે તેવા જોનારને એમ લાગે કે–આ આત્મા નિર્મળ છે, સંસારથી લગભગ નિરાળા જેવો છે.' અત્યારે તો વિષયાસક્તિથી ઉંચો ન આવતો હોય, પાંચે ઇંદ્રિયોની આધીનતામાંથી બહાર ન નીકળતો હોય, એમાંથી પરવારતો જ ન હોય, તે સુંદર વિચાર પણ શી રીતે કરે ? દુનિયામાં પડેલાને તો મોજ-મજાહ, રંગ-રાગ, ઋદ્ધિ–સિદ્ધિ, એ બધાનાજ વિચાર આવે. ત્યાં અવાજ ક્યાં થાય ? એ અવાજમાં આ ઘુસે શી રીતે ? 'ભવનિંવ્વેઓ' વિગેરે બોલે બધું, પણ અંદર જૂદું. નહિ તો આવું બોલનારને છાયા સરખી પણ ન હોય ? પૂરો

અમલ તો ન હોય, પણ છાયા એ ન હોય તે કેમ ચાલે ? જો છાયાયે ન પડે તો સમજવું કે-'બહુજ અધમ કોટિનો આત્મા છે.' શ્રી સુદર્શનના પૂર્વભવમાં એ કશું ન પામ્યા એમ કહીએ તો ચાલે. માત્ર શ્રદ્ધાના યોગેજ આટલે ઉંચે આવ્યા હતા. પૂર્વભવમાં એ એક શેઠને ત્યાં પશુ ચારનાર હતા. એક વખત અટવીમાંથી પશુ ચારીને સાંજે આવતા હતા, ત્યારે એ અટવીમાં એક મુનિને કાયોત્સર્ગ ધ્યાને ઉભેલા જોયા. ઋતુ શિયાળાની હતી : ઠંડી એટલી બધી હતી કે-જેનો સુમાર નહિ. આ પશુ ચારનારને એ વિચાર થયો કે-'આ મુનિ આવી ઠંડીમાં રાત્રી કયી રીતે પસાર કરશે ? કોઇ પૂજ્ય મહાત્મા છે, ધન્ય છે, એમને પગે લાગીએ.' આખી રાત એને આજ ચિંતા અને આજ ઉદ્‌ગાર થયા. સવારે ફેર અટવીમાં આવ્યો અને મુનિવરને જોયા : પગે લાગ્યો : મુનિવર પણ '**नमो अरिहंताणं**' કહી આકાશમાં ઉડી ગયા. પેલો પશુ ચારનારો તો સમજ્યો કે-'આ 'નમો અરિહંતાણં'માં તાકાત છે : એનાથી જ આ મુનિ આકાશમાં ઉડી ગયા.' એ પશુ ચારનારો તો હવે એજ પદ ગોખ્યા કરે. ખાતાં-પીતાં, ઉઠતાં-બેસતાં, જ્યાં જાય ત્યાં એજ ગોખે. એના શેઠે પૂછ્યું કે-'આ તને કોણે શીખવ્યું ?' શેઠના પૂછવાથી તેણે સઘળી હકીકત શેઠને કહી. શેઠે આ વાત સાંભળીને તેને કહ્યું કે-'હે ભદ્ર ! આ વિદ્યા એકલા આકાશગમનમાંજ હેતુ નથી, પણ સ્વર્ગ અને મોક્ષમાં પણ હેતુભૂત છે. આ ભુવનત્રયમાં જે કોઇ સુંદર વસ્તુ છે, તે આનાથી સુખપૂર્વક મળી શકે છે. આનો મહિમા અપરિમિત

છે. ભાગ્યના યોગેજ તને આ વસ્તુની પ્રાપ્તિ થઇ છે. પરંતુ આ મહામંત્ર તારે અશુચિપણે ન બોલવો જોઇએ.' ઉત્તરમાં પશુ ચારનાર કહે છે કે-' મને તો એનું વ્યસન પડયું: એના વિના મારે ન ચાલે: હું તો ક્ષણ પણ બોલ્યા વિના રહી શકું તેમ નથી. ' આથી ખૂશ થયેલા શેઠે એને પૂરો નવકાર શીખવાડયો. પછી એ તો પૂરો નવકાર જ્યાં હોય ત્યાં બોલવા લાગ્યો. આથી તેની ક્ષુધા-તૃષ્ણા આદિની વેદના નાશ પામવા લાગી. એકવાર નદીમાં પૂર આવ્યું. ' નમો અરિહંતાણં ' કહી—ઉડું, એમ ધારી ઉડયો : નદીના કિનારે પડયો: ખીલો વાગ્યો અને પ્રાણ ચાલ્યા ગયા : પણ એ જાપના યોગે શ્રી સુદર્શન થયો. એવા ઉંચા કુળમાં પેદા થયો કે-જ્યાં સર્વસ્વ આવી મળે. પણ નવકારની શ્રદ્ધામાં સર્વસ્વ હતું ત્યારેને ! ભોળો જીવ હતો અને કશુંજ જ્ઞાન ન હતું, પણ શ્રદ્ધા અપૂર્વ હતી. અર્થના જ્ઞાન વગરનું શ્રુતજ્ઞાન પણ ભારે કામ કરે છે. વીંછીના મંત્રનો અર્થ પૂછી જોઇએ. વીંછીનું ઝેર ઉતારનારને કે એના ગુરૂને પણ ખબર ન હોય. એ તો છુ, છુ કરે, પણ વીંછી ઉતરે તો ખરોને ! અર્થજ્ઞાન છે તો અનૂપમ, એનો ઇન્કાર નથી, પણ એ ન હોય તોય માત્ર શબ્દો એ પણ મંત્રાક્ષરો છે. શુદ્ધ શ્રદ્ધા હોવી જોઇએ. એની ટીકા કરનારા વિરાધકો છે. ઉત્તમ શબ્દોનું શ્રવણ પણ આત્માના વિષને ઉતારનાર છે. શરત એટલીજ કે-' શ્રદ્ધા નિર્મલ જોઇએ. '

**શ્રી સુદર્શન અને કપિલા.**

નવકારના પ્રતાપે એ પશુ ચારનારો શ્રી સુદર્શન થયો.

ઉત્તમ કુળ અને ધર્મને યોગ્ય સઘળી સામગ્રી મળી. 'ભ-વનિંવ્વેઓ' વિગેરે માગણી કરનારના આચાર, વિચાર તથા પ્રવૃત્તિ એવી હોવી જોઈએ કે-જેથી દુનિયા ઉપર ઉંચામાં ઉંચી એની છાપ પડે. શ્રી સુદર્શન શેઠના શીલનો મહિમા ગવાય છે. શીલના દૃષ્ટાંતમાં એમનું દૃષ્ટાંત લેવાય છે. શ્રી સુદર્શન કેવલ પોતાના માતાપિતાનેજ હર્ષ માટે ન હતા, પણ સર્વ લોકને હર્ષને આપનારા હતા. જે નગરમાં 'શ્રી સુદર્શન' ઉત્પન્ન થયા હતા, તે નગરમાં રાજાને પ્રિય અને વિદ્યાનિધિ 'કપિલ' નામનો પુરોહિત હતો. તેને શ્રી સુદર્શનની સાથે કદી પણ નાશ ન પામે તેવી ગાઢ પ્રીતિ થઈ ગઇ હતી, અને એથી તે પુરોહિત ઘણો કાલ મહાપુરૂષ શ્રી સુદર્શન શેઠની સાથેજ રહેતો. એવા પુણ્યશાલિ અને પરમ શીલસં-પન્ન એવા શ્રી સુદર્શન શેઠ ઉપર પણ આપત્તિ આવી હતી અને ધીરપણે તે આપત્તિને તે પુણ્યપુરૂષે સહી લીધી હતી. એવા પણ પુણ્યનિધિ ઉપર આપત્તિ કેમ આવી, એ ખાસ જાણવા જેવી બીના છે. જે પુરોહિત પ્રાયઃ સઘળો સમય શ્રી સુદર્શન પાસે ગાળે છે, તેની કપિલા નામની પત્નીએ એક વાર તે પુરોહિતને પૂછ્યું કે-'નિત્યકર્મોને પણ ભૂલી જઈ આટલો સમય કયાં બેસી રહો છો?' ઉત્તરમાં કપિલે કહ્યું કે-'હું શ્રી સુદર્શનની પાસે રહું છું.' કપિલાએ પૂછ્યું કે-'એ સુદર્શન કોણ છે?'-આ પ્રશ્નના ઉત્તરમાં કપિલ કહે છે કે:-

" मम मित्रं सतां धुर्यं, विश्वैकप्रियदर्शनम् ।
सुदर्शनं न चेद्वेत्सि, तत्त्वं वेत्सि न किञ्चन ॥ १ ॥"

*

'સત્પુરૂષોના આગેવાન અને વિશ્વમાં એક છે પ્રિયદર્શન જેનું એવા મારા મિત્ર 'સુદર્શન'ને જો તું જાણુતી નથી, તો તું કાંઈ તત્ત્વને જાણુતી નથી.'

*

આ પ્રમાણે સાંભળી કપિલા કહે છે કે–'તે સુદર્શનને હવે જણાવો.' આથી તેની ઓળખાણ આપતાં પુરોહિત કહે છે કેઃ—

"× × × ×, × × × ×।
असावृषभदासस्य, श्रेष्ठिनस्तनयः सुधीः ॥ १ ॥

*

एष रूपेण पञ्चेषुः, कान्त्येन्दुस्तेजसा रविः ।
गाम्भीर्य्येण महाम्भोधिः, क्षमया मुनिसत्तमः ॥ २ ॥

*

दानैकचिन्तामाणिक्य, गुणमाणिक्यरोहणः ।
प्रेयालापसुधा॰ण्डं, वसुधामुखमण्डनम् ॥ ३ ॥

*

खलूक्षा खलु यद्वाऽस्य, निखिलानपरा॰ गुणान् ।
गुणचूडामणेः शीलं, यस्य न स्खलति क्वचित् ॥ ४ ॥"

*

'આ સુદર્શન, ઋષભદાસ શ્રેષ્ઠિનો બુદ્ધિશાલી પુત્ર છે. તે રૂપે કરીને કામદેવ છે, કાંતિએ કરીને ચંદ્રમા છે, તેજે કરીને સૂર્ય છે, ગાંભીર્યે કરીને મહાસાગર છે, ક્ષમાએ કરીને

મુનિસત્તમ છે, દાન દેવામાં એક ચિંતામાણિક્ય છે, ગુણોરૂપી માણિક્યો માટે રોહણચલ પર્વત છે, પ્રિય આલાપો માટે સુધાકુંડ છે અને પૃથ્વીના મુખનું મંડન છે : અથવા જે ગુણ ચૂડામણિનું શીલ કોઇ પણ સ્થળે વિચલિત નથી થતું, એવા તે પુણ્યશાલિના બીજા ગુણોને કહેવાથી સર્યું.'

*

આ પ્રમાણેના ગુણવર્ણનને સાંભળી પુરોહિતની પત્ની કપિલા કામવિહ્વલ થાય છે. 'આવા ઉત્તમ ગુણને સાંભળવાથી વિકાર જાગે ?'–આ પ્રશ્ન અસ્થાને છે, કારણ કે–એ તો આત્માની યોગ્યતા ઉપર આધાર રાખે છે. જેવો આત્મા ! જેના ગુણો જગતને સન્માર્ગે દોરવાનું કામ કરતા, તેજ ગુણોએ કપિલાને કામવિહ્વલ બનાવી દીધી. કામવિહ્વલ કપિલા સુદર્શન ઉપર અનુરાગિણી બની ગઈ. કપિલા નિરંતર એક સુદર્શનના સંગમનીજ ચિંતા કર્યા કરે છે. એકવાર રાજાની આજ્ઞાથી પુરોહિત બહાર ગામ ગયો. આ તકનો લાભ લઇ પુરોહિતની સ્ત્રી સુદર્શનને ત્યાં જઇ કહેવા લાગીઃ–"આપના મિત્ર બીમાર છે, આપને તેડવા મને મોકલી છે, આપ નહિ આવો તો એમની બીમારી વધી જશે, માટે જરા આપ ત્યાં પધારો, બીમારીને લઇને એ અહીં આવી શકયા નથી." સરલ સ્વભાવથી શ્રી સુદર્શન તેજ વખતે કપિલને ઘેર ગયા, કારણકે–તેમને કપટની ખબર નહિ. ઘરમાં પેસતાંજ 'મિત્ર કયાં છે ?'–એમ શ્રી સુદર્શને પૂછયું. કપિલાએ ઉત્તરમાં કહ્યું કેઃ–'આગળ ચાલો, તમારા મિત્ર સુતેલા છે.' કંઇક આગળ જઇને શ્રી સુદર્શન બોલ્યા કેઃ–'અહીં પણ કપિલ નથી : શું

તે કોઈ બીજે સ્થળે ગયેલ છે?' ઉત્તરમાં કપિલાએ જણાવ્યું કે–'શરીરની અસ્વસ્થતાથી તે પવન વિનાના સ્થાનમાં રહેલા છે, માટે મૂળ કમરામાં જાઓ અને મિત્રને જૂઓ.' આથી સરલ આશયવાળા શ્રી સુદર્શન તે મૂળ કમરામાં પણ પેઠા અને ત્યાં પણ પોતાના મિત્રને ન જોવાથી પૂછ્યું કે–' હે કપિલે! કપિલ ક્યાં છે?' આ પ્રશ્નના ઉત્તરમાં બારણું બંધ કરીને કામને ઉદ્દીપન કરનારી ચેષ્ટાઓને કરતી કપિલાએ કહ્યું કે–'અહીંયાં કપિલ નથી, માટે કપિલા સાથે જ આનંદ કરો. આપને કપિલ અને કપિલામાં ભેદ શો છે?' શ્રી સુદર્શન પૂછે છે કે:–' કપિલા સાથે મારે શું આનંદ કરવાનો હોય?' આના ઉત્તરમાં કપિલા કહે છે કે–'જ્યારથી તમારા મિત્રે મારી પાસે તમારા ગુણોનું વર્ણન કર્યું છે, ત્યારથી કામ-જ્વર મને પીડા કરે છે, માટે હે નાથ! તમને હું નાથ તરીકે ઇચ્છું છું અને વિનવું છુ કે–કામથી વિહ્વલ બનેલી મને આપ શાંત કરો.' આ સાંભળી પરમ શીલસંપન્ન શ્રી સુદર્શન વિચારે છે કે—

"प्रपंचाः कोऽप्यसावस्या, दुर्विचिन्त्यो विधेरपि ।

धिक् स्त्रीरिति ।"

*

'વિધિ માટે પણ દુર્વિચિન્ત્ય એવો આ સ્ત્રીનો પ્રપંચ કેવો? ધિક્કાર છે સ્ત્રીઓને!'

*

આ પ્રમાણે વિચારી તે બુદ્ધિશાળીએ અપેક્ષાપૂર્વક કહ્યું કે–

"यूनां यूक्तमिदं किन्तु, पण्डकोऽहमपण्डित ! ।
मुधा पुरुषवेषेण, मदीयेनासि वञ्चिता ॥ १ ॥"

*

'હે અપણ્ડિતે ! આ વાત યુવાનો માટે યુક્ત છે, પણ હું તો નપુંસક છું. ફોગટ તૂં મારા પુરૂષવેશથી વંચિત થઇ છું.'

*

આ સાંભળી એકદમ વિરક્ત બની ગયેલી તેણીએ–'જા, જા'–એમ કહીને બારણું ઉઘાડી નાખ્યું અને શ્રી સુદર્શન ચાલી નીકળ્યા. 'હું નપુંસક છું'–એમ કહીને સુદર્શન છૂટયા અને વાત પણ સાચી જ હતી, કારણ કે–સુદર્શન પરનારી પ્રત્યે તેવાજ હતા.પરનારી પ્રત્યે તેમને કદી વિકારની વાસના જાગેજ નહિ, એવા તે દઢ મનોબલી હતા. આ રીતે છૂટયા પછી–'થોડાજ પ્રયત્નથી હું નરકના દ્વારમાંથી છૂટયો'–એમ વિચારતા શ્રી સુદર્શન પોતાના ઘર પ્રતિ પહોંચી ગયા અને સ્ત્રીઓના સ્વરૂપને વિચારતા અને તેઓના તેવા સંસર્ગથી બચી જવાને ઇચ્છતા શ્રી સુદર્શન શેઠે એવો અભિગ્રહ કર્યો કે—

" नातः परं परगृहे, यास्यामि क्वचिदेककः । "

*

'આજથી આરંભીને હવે કોઇ પણ વખત એકલો હું પારકાના ઘરમાં નહિ જાઉં.'

*

વિચારો ! શ્રાવકની એટલે કે– શ્રી જિનેશ્વરદેવના શાસનમાં વર્તતા પુણ્યશાલી આત્માઓની મનોભાવના

કેવી હોય છે ? અયોગ્ય સંસર્ગોથી અને પાપમય આચારોથી બચવા માટે તેઓ કેટલા અને કેવા સાવધાન હોય છે? તે પુણ્યશાલી નિરંતર ધર્મકર્મમાં તત્પર રહેવા સાથે પાપની આચરણાથી દૂર રહે છે, કારણ કે-એમનામાં શ્રી જિનશાસનની રસિકતા છે.

## સુદર્શન અને અભયા રાણી.

એક વખત ઇંદ્રમહોત્સવ હતો. રાજા, પુરોહિત તથા સુદર્શન સાથે ઉદ્યાનમાં ગયા. પાછળ 'અભયા' રાણી પણ કપિલાની સાથે ઉદ્યાનમાં ગઈ. શ્રી સુદર્શનની ભાર્યા પણ પોતાના છ પુત્રોની સાથે વાહનમાં બેસી ઉદ્યાનમાં આવી. શ્રીમતી મનોરમા પણ મહાસતી હતી. શ્રીમતી મનોરમાને જોઇને પુરાહિતની પત્ની કપીલાએ અભયા રાણીને પૂછ્યું કે-'આ કોણ છે?' રાણીએ જણાવ્યું કે-'આ સુદર્શનની સ્ત્રી છે.'-આ સાંભળીને વિસ્મિત થયેલી કપિલા કહે છે કે-'તેને પુત્રો ક્યાંથી ? કારણ કે-સુદર્શન તો નપુંસક છે.' રાણીએ કહ્યું કે:-'એ વળી શું ? એ કોણે કહ્યું ?'-પુરોહિતની સ્ત્રીએ બધી વાત જણાવી એટલે રાણીએ જણાવ્યું કે-'હે મૂઢ ! જો એમજ છે, તો તું જરૂર ઠગાઇ ગઇ, કારણ કે-તે પરસ્ત્રીઓને માટે નપુંસક છે, પણ પોતાની સ્ત્રીને વિષે તેવો નથી.' આથી વિલખી બનેલી કપિલા ઇર્ષ્યાથી કહે છે કે:-'હું તો મૂઢ હતી માટે ઠગાઇ, પણ બુદ્ધિશાલીની એવી તું અધિક શું કરવાની ?' અભિમાનમાં આવેલી અભયા કહે છે કે-'જો હું રાગથી પથ્થરને પકડું તો અચેતન એવો તે પણ પીગળી જાય, તો પછી સચેતન પુરૂષની વાતજ શી ?'-આ સાંભળી

વધુ ઇર્ષ્યાળુ બનેલી કપીલાએ કહ્યું કે–'હે દેવિ ! આવા પ્રકારના ગર્વને ધારણ ન કર અને જો એવો ગર્વ રાખતીજ હો, તો તું સુદર્શનને સ્વાધીન કર!' અભયા રાણી પણ અહંકારપૂર્વક બોલી કેઃ–'હે સખિ ! મેં સુદર્શનને સ્વાધીન કર્યોજ એમ માન. ચતુર રમણીઓએ કઠોર અને વનવાસી તપસ્વીઓને પણ રમાડયા, તો કોમળ મનવાળા ગૃહસ્થની શી વાત? જો હું એની સાથે ન રમું તો અગ્નિમાં પેસું.' —આ પ્રકારની પ્રતિજ્ઞા કરી અભયા પણ પોતાના આવાસે આવી. જોઇ દશા? 'બેની વાતો અને ભોગ ત્રીજાનો!'–તેનો આ એક અજોડ નમુનો છે. પુરોહિતની સ્રીનું કે અભયા રાણીનું સુદર્શને કાંઈ બગાડયું હતું? નહિજ. છતાં વાતો એ બેની અને ધાડ શ્રી સુદર્શનપર ! અભયાએ આ વાત પોતાની 'પંડિતા' નામની ધાવમાતા, કે જે સર્વવિજ્ઞાનમાં પંડિત હતી તેને કહી જણાવી. આ સાંભળી તે ધાવમાતા કહે છે કેઃ—

" पंडिताऽवोचद्दाः पुत्रि ! न युक्तं मन्त्रितं त्वया ।
अज्ञेऽद्यापि न जानासि, धैर्यशक्तिं महात्मनाम् ॥ १ ॥ "

*

'હા પુત્રિ! તેં આ યોગ્ય વિચાર નથી કર્યો. હે જ્ઞાનહીન! તું હજુ સુધી પણ મહાત્માઓની ધૈર્યશક્તિને જાણતી નથી.'

*

આ પ્રમાણે સામાન્ય વાત કહીને સુદર્શનની વિશેષતા બતાવતાં તે 'પંડિતા' નામની ધાવમાતા કહે છે કેઃ—

" जिनेन्द्रमुनिशुश्रूषा–निष्कम्पीकृतमानसः ।
सुदर्शनः खल्वसौ तत्– प्रतिज्ञां धिगिमां तव ॥ १ ॥

*

अन्योऽपि श्रावको नित्यं, परनारिसहोदरः ।
किमुच्यते पुनरसौ, महासत्त्वशिरोमणिः ॥ २ ॥

*

ब्रह्मचर्यधना नित्यं, गुरवो यस्य साधवः ।
कथं कार्येत सोऽब्रह्म, गुरुशीलाद्युपासकः ॥ ३ ॥

*

सदा गुरुकुलासीनो, ध्यानमौनाश्रितः सदा ।
आनतुमभिसर्तुं वा, स कथं नाम शक्यते ॥ ४ ॥

*

दरं [illegible]णिफणारत्न–ग्रहणाय प्रतिश्रवः ।
कदापि न पुनस्तस्य, शीलोल्लङ्घनकर्मणे ॥ ५ ॥"

*

'ખરેખર, આ સુદર્શન શ્રી જિનેંદ્રદેવ અને નિર્ગ્રંથ મુનિવરોની શુશ્રૂષાથી નિષ્કંપ હૃદયવાળો છે, તે કારણથી તારી આ પ્રતિજ્ઞાને ધિક્કાર છે : બીજો પણ શ્રાવક હંમેશ **પરનારી સહોદર** હોય છે, તો પછી મહાસત્ત્વશાલિ પુરૂષોમાં શિરોમણિ સમાન આ શ્રી સુદર્શન માટે તો કહેવું જ શું ? હંમેશાં 'બ્રહ્મચર્ય' રૂપ ધનથી ધનવાળા બનેલા જેના ગુરૂઓ છે, અને ગુરૂ તથા શીલાદિ ધર્મનો જે ઉપાસક છે, તેની પાસે અબ્રહ્મચર્યનું સેવન શી રીતિએ કરાવી શકાય ! જે હંમેશાં

ગુરૂકુલમાં રહેવાવાળો છે અને જે સદા ધ્યાન અને માનનો સેવક છે, તેને લાવવો અને રમાડવો એ કેમ શક્ય થાય? ફણિધરની ફણા ઉપર રહેલા રત્નને ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા કરવી એ સહેલી છે, પણ તે સુદર્શનના શીલને ખંડિત કરવાની પ્રતિજ્ઞા કરવી એ સહેલી નથી.'

*

વિચારો કે–શ્રાવકોની અને તેમાં પણ શ્રી સુદર્શનશેઠની કેવી અનુપમ ખ્યાતિ હતી? શ્રાવકો તો પરનારીસહોદરજ હોય. 'શ્રી જિનેશ્વરદેવના અને નિર્ગ્રંથગુરૂના સેવકને અનાચારમાં જોડવો એ અશક્ય છે'–આ જેવી તેવી ખ્યાતિ ગણાય? 'બ્રહ્મચારી ગુરૂઓના સેવકોને અબ્રહ્મચર્ય તરફ કેમ કરીને દોરી શકાય?'–આવા વિચારો ઠેઠ રાજ્યના અંતઃપુર સુધી પહોંચી જાય, એ નાનીસુની વાત નથી. શ્રી સુદર્શન માટે–'ફણીધરની ફણા ઉપર રહેલા રત્નને લેવાની પ્રતિજ્ઞા કરવી એ સહેલ છે, પણ તેના શીલને ખંડિત કરવાની પ્રતિજ્ઞા કરવી એ સહેલી નથી'–આ વાત ધાવમાતા કેવા જોરપૂર્વક કરે છે એ સમજાય છે? 'શ્રી સુદર્શન એટલે નિરંતર ગુરૂઓનીજ સેવામાં રહેનાર અને જ્ઞાનીએ બતાવેલી આત્મકલ્યાણની ક્રિયાઓમાંજ રક્ત, એટલે એને અનાચારના માર્ગે ઘસડી જવો, એ કોઇપણ રીતિએ શક્ય નથી.'–આવી ખાત્રી રાણીની ધાવમાતા આપે, એ શું ઓછી વાત છે? પૂર્વના અશુભોદયથી કે પાપીની કાર્યવાહીથી ભલે આપત્તિ આવી, પણ એમની જાત માટે વિશ્વાસ કેવા એ શોચો. ખરેખર, ધર્મિનું જીવન ધર્મપરાયણજ હોવું જોઇએ. એના જીવનમાં

અધમ પ્રવૃતિઓને સ્થાન નજ હોવું ઘટે. એની એકેએક પ્રવૃત્તિ આત્મકલ્યાણકરજ હોવી જોઇએ. પાપથી તે હંમેશાં ડરતો રહેવો જોઇએ. વિષયકષાયને વધારનારી પ્રવૃત્તિઓથી તે દૂરજ ભાગનારો હોવો જોઇએ. ઈંદ્રિયો ઉપર તેનો વિશિષ્ટ કાબુ હોવો જોઇએ. એના જીવનમાં નાટક ને ચેટક ન હોય: નાટક ચેટકની રૂચિ, એ આત્માની વિષયાધીનતા સૂચવે છે. જે આત્માને આ આખો સંસારજ ભયંકર નાટકરૂપ ભાસતો હોય, તેને કૃત્રિમ અને વિષયવાસનાને ઉત્તેજિત કરનાર નાટક–ચેટક તરફ રસ પણ કેમ જાગે?

સુદર્શનની ખ્યાતિ—

જો ઈન્દ્રિયોની આધીનતા નથી, તો કહો કે–પૈસો ખરચી, ઉંઘ વેચી, ઉજાગરો કરી, નાટક–ચેકટ શું કામ જોવાય છે? હૈયામાં કે ઘરમાં શું કમ નાટક થાય છે? તો પછી શું જોવા જાઓ છો એ તો કહો! જરા આત્માને પૂછજો. રાજા, રાણી અને ધમાચકડી: પડદાના પાઠ તો કહો! એવી રીતે નાટક જૂઓ, રાત્રે ચાહ, આઇસ્ક્રીમ વાપરો, અયોગ્ય આદમીઓનો સંસર્ગ થાય, કેટલાક તો એવા આદમી આવે કે જેના શબ્દો સાંભળતાં પણ કંટાળો આવે, આ નાટક શા માટે જોવા જાઓ છો? વિષયાસક્તિને પોષવા–રંગરૂપને જોવા, એમ કહોને! પછી તમારાં મન ઉછળે અને કયી દશા થાય એ તમારા આત્માને પૂછજો! આજના સંસર્ગો, આજનું વાતાવરણ, આજની દુનિયાની હવા,—એ બધાએ તમને એવા ઘેર્યા છે કે, તમારા ઉપર મોટા અંકુશની જરૂર છે. એ બધામાંથી તમે મુક્ત ન

થાઓ, ત્યાં સુધી આ વસ્તુનો સ્વાદ ન આવે. ચાર મહિના શીલ પાળવામાં તમને શો વાંધો છે ? તમારો આત્મા અનેક રીતે, અનેક સ્થાને વેચાણુ થઈ ગયો છે. તમારી ઇંદ્રિયો પછવાડે તમારી દોડાદોડ છે. તમારી લાલસાનો અંત ક્યાં છે ? તમારી જાતને તમે વિચારોને ! ધર્મી તરીકે ફરવું હોય તો આ દશા ચાલે ? તમને જે કહું છું તે બરાબર સમજો. બહારનાને કહો કે—અહીં શું કહેવાય છે ! શ્રી સુદર્શન શેઠ તો ઘણા સારા હતા, પણ આપણને શું કામ લાગે ? એમનું જીવન જાણી, સાંભળી, આપણે આચારમાં ઉતારીયે તો કામ લાગે ને ? તમે શ્રી સુદર્શન શેઠની ખ્યાતિનો ખૂબ વિચાર કરો અને તેવી ખ્યાતિ થાય તેવા જીવનને જીવી જાણો. શ્રી સુદર્શન શેઠના શીલનું ખંડન કરવાની પ્રતિજ્ઞા કરનાર રાજરાણીને તેની ધાવ માતા ધિક્કારે છે અને કહે છે કે–' તે શ્રી જિનેશ્વરદેવનો અને નિર્ગ્રંથ ગુરૂઓનો સેવક છે, બ્રહ્મચર્યરૂપ ધનથી ધનવાન બનેલા ગુરૂઓનો અને શીલાદિ ધર્મનો ઉપાસક છે, એટલે પોતાની પાસે જે ભોગાદિની સામગ્રી છે, તેને પણ તજવા ઇચ્છે છે અને નિરંતર ગુરૂકુલમાં રહેનાર તેમજ સદા સુક્રિયાઓમાં રક્ત રહેનાર છે, એટલે તેને પાપક્રિયામાં કયી રીતિએ જોડી શકાય ? ' વિચારો ! હવે ચોવીસે કલાક તમારી પ્રવૃત્તિ કયી ? અર્થ–કામની પ્રવૃત્તિ શ્રાવક ન છૂટકે કરે, આ વિધિ છે. તમે ન છૂટકે કરો છો ? આ દશાનો વિચાર કરો તો આરસીમાં મુખ જુઓ અને જેમ દેખાય તેમ બધું દેખાય. મુખ પર ડાઘ હોય તો તો કોઇ કહે કે–નાહ્યો નહિ હોય, પણ અહીં

આચારમાં ડાઘ હોય એનું શું થાય ? એ તો ભયંકર કલંક કહેવાય. ખોટા કલંકથી ગભરાવું નહિ : કોઈ ખોટું કલંક દે તો ગભરાવું નહિ : પણ તે કલંક હોવું ન ઘટે. દુર્જનોનો સ્વભાવ છે કે–સજ્જનોને કલંક આપે. સજ્જને વિચારવું કે–' કલંક છે ?' હોય તો કાઢવું, ન હોય તો કહેવું કે–'જીવો કર્માધીન છે, ભલે બોલે. આપણે ખોટા હોઇશું તો કોઇના સારા કહેવાથી મુક્તિ મળશે નહિ અને સારા હોઇયે તો ચિંતા પણ શી છે ?' એક કવિ કહે છે કે–'ખોટું કહેનારાનો તો ઉપકાર માનો ! એ તો સાવધ રાખે, ચેતવે, ભલે એની ભાવના ગમે તે હોય, પણ તેમાં આપણને વાંધો શો ?' અસ્તુ. ધાવમાતા પાસેથી–' સુદર્શન ગુરૂકુલમાં કાયમ રહેનારો, અને એટલો કાલ ધર્માનુષ્ઠાનમાં ગાળનારો, ત્રિકાળ પૂજન, ગુરૂવંદન, વ્યાખ્યાનશ્રવણ, વારંવાર અધ્યયનાદિ, દાન, શીલ, તપ, ભાવનાદિમાં નિમગ્ન, ધ્યાનમગ્ન, મૌનમાં રહેનારો, એને અહીં લાવવો અને રીઝવવો, એ બને કેમ ? ફણીધરની ફણાપરનું રત્ન લેવાનો પ્રયત્ન શક્ય, પણ સુદર્શનનું શીલ ખંડવાનો પ્રયત્ન શક્ય નથી. જો કે ફણીધરનો મણિ પણ શક્ય નથી, છતાં કોઇ બળવાન ધારે તો લાવી શકે, પણ સુદર્શનના શીલને ખંડિત કરવાનો પ્રયત્ન કેવળ અશક્ય છે.' –આ પ્રમાણે સાંભળી રાણી તો ગાભરી બની ગઇ, પણ જો તે કામ ન થાય તો અગ્નિમાં પ્રવેશ કરવાની પ્રતિજ્ઞા છે એટલે થાય શું ? એટલે તે 'અભયા' ધાવ માતાને કહે છે કે—

"ગમે તેમ થાય, પણ એકવાર તું ગમે તે રસ્તે એને અહીં લાવ, પછી હું જોઈ લઇશ."

*

ધાવમાતા અંતે તો એને આધીન છે ને ? એણે કહ્યું કે:–"એક રસ્તો છે: પર્વતીથિએ એ પૌષધ કરે છે અને રાત્રે કોઈ પણ સંયોગ વગરના શૂન્ય મકાનમાં કાયોત્સર્ગ ધ્યાને રહે છે. એ વખતે ઉંચકીને લવાય, પરંતુ એ કંઇ સમજાવીને કે ભોળવીને લવાય તેમ નથી."

## શ્રી સુદર્શન શેઠની નિશ્ચલતા.

સુદર્શન શેઠ તો પર્વતીથિએ રાત્રે પૌષધ કરતા, પણ તમે શું કરો ? શનિવાર હોય તો નાટક જૂઓ. તે દિવસે તો નવો ખેલ, ખાસ ખેલ હોયને ! સુદર્શનને પકડી જવાની યોજના રચાય છે, પણ તમને પકડી જવા પડે તેમ નથી. તમે તો દોડયા જાઓ. પતાસાંથીયે તમે તો પલળી જાઓ. પૈસા ખાતર કુદેવ, કુગુરૂ કે કુધર્મની સેવામાં જતાંયે વાર નહિ: તૈયાર. સ્વાર્થ ખાતર ગમે ત્યાં જવામાં વાંધો નહિ. અર્થકામના રસીયાને અહીંથી ખસેડતાં–ધર્મથી પરાઙ્મુખ કરતાં વાર કેટલી ? રાજાની રાણી તૃષ્ટમાન થઈ. જતાં વાર લાગે ? પણ શ્રી સુદર્શન શેઠને એની કીંમત નહોતી. ચક્રવર્તીની રાણી હોય તો પણ શું થયું ? તેમને પોતાના ધર્મની કીંમત હતી. જ્યારે શ્રી સુદર્શન પોતાની સાધનામાં રક્ત હતા, ત્યારે અભયાના આગ્રહથી ધાવમાતા તેને ફસાવવાની યોજનામાં હતી ! કેટલાક દિવસો પછી કૌમુદી

મહોત્સવ આવ્યો અને તેજ દિવસે ચોમાસી પર્વ હતું. રાજાએ આખા નગરને એ ઉત્સવ ઉજવવાની આજ્ઞા કરી, પણ શ્રી સુદર્શને અનુમતિ મેળવી અને ભક્તિપૂર્વક શ્રી જિનેશ્વરદેવની સ્નાત્ર–વિલેપન આદિ પૂજા કરી ચૈત્ય પરિપાટી કરી. અને રાત્રીએ પૌષધ અંગિકાર કરી, કોઇ નગરના શૂન્ય ચોરા ઉપર કાયોત્સર્ગમાં રહ્યા. આ વખતે પંડિતાએ અભયા રાણીને કહ્યું કે–' કદાચ આજે તારા મનોરથ પૂરા થાય તો થાય, માટે આજે તું પણ ઉદ્યાનમાં જતી ના !' રાણી પણ માથાની પીડાનું નિમિત્ત કાઢીને ઉદ્યાનમાં ન ગઈ. કેટલું અને કેવું કપટ રચવું પડે છે ? રાણી ન ગઈ અને રાજા ગયા. અહીં સુદર્શન પણ રાત્રે શૂન્ય ચોરામાં કાઉસગ્ગ ધ્યાનમાં ઉભા રહ્યા છે. ધાવમાતાએ કપટપ્રબન્ધ શરૂ કર્યો, કારણ કે–ચોકીદાર તો હોયને ! એટલે પહેલાં તો જૂદી જૂદી મૂર્તિઓ લાવવા અને લઇ જવા માંડી અને કહ્યું કેઃ– ' રાણીજી જઇ શક્યાં નથી, તો તેઓ અહીં દેવતાનું આરાધન કરશે.' આ રીતે બે ત્રણ વાર કર્યા પછી જ્યારે ચોકીદારોની ઉપેક્ષા જોઈ, કે શ્રી સુદર્શનને વાહનમાં બેસાડી અને વસ્ત્રથી ઢાંકીને લાવી રાણીની પાસે ઉભો રાખ્યો. રાણીએ દીન મુખે ઘણી ઘણી પ્રાર્થના કરી, પરંતુ શ્રી સુદર્શન તો પોતાના કાયોત્સર્ગમાં નિશ્ચલજ રહ્યા. આથી ફેર પણ રાણીએ સમજાવ્યા અને શરીરની સાથે આલિંગનાદિ કરવા લાગી. તે છતાં પણ આ મહાપુરૂષ જરા પણ ચલિત ન થયા અને અભિગ્રહ કર્યો કેઃ–' જો હું આ ઉપસર્ગમાંથી છૂટું તોજ કાયોસર્ગ પારૂં, નહિ તો મારે

અનશન છે.' એટલે કે-બોલવું ચાલવું બધુંજ બંધ. આ પછી રાણીએ જેમ જેમ કદર્થના કરી, તેમ તેમ તેઓ પોતાના ધ્યાનમાં સ્થિર થવા લાગ્યા. રાણીએ આખી રાત્રિ પર્યંત થઈ એટલી કદર્થના કરી, પણ રાણીનું કંઇ વળ્યું નહિ : છેવટે પ્રભાતકાલ થવા આવ્યો : રાણીએ જ્યારે જાણ્યું કે-'વળે તેમ નથી અને હમણાં રાજા પણ આવી પહોંચશે, માટે જે નવા-જુની કરવી હોય તેમ કરી લેવી.' તરત પોતાના હાથે પોતાના શરીર ઉપર નખોના ઘા કર્યા અને બુમ મારી કે-" આ કોઇ મારા ઉપર બલાત્કાર કરે છે. " આથી સંભ્રાન્ત થયેલા દ્વારપાલો દોડી આવ્યા અને કાયોત્સર્ગમાં રહેલા શ્રી સુદર્શનને જોયા અને વિચાર્યું કે:-

" अस्मिन् न सम्भवति एतत् "

*

' આ શ્રી સુદર્શન શેઠમાં આ સંભવતું નથી.

*

## શ્રી સુદર્શન શેઠ અને મહાસતી મનોરમાની નિશ્ચળતા.

શ્રી સુદર્શન શેઠની કેવી ખ્યાતિ ! સેવક રાણીના, છતાં પણ રાણીનું માનવાને તૈયાર નથી. રાજાના દ્વારપાલો પણ શ્રી સુદર્શનને ખરાબ માનવાને તૈયાર ન હતા. દ્વારપાલોએ પોતાની ફરજને અદા કરવા માટે રાજાને આ વાત જણાવી. આથી રાજા પણ ત્યાં આવ્યા અને અભયાને પૂછ્યું : અભયા રાણીએ પોતાને ફાવતી વાતો કરીને, શ્રી સુદર્શન શેઠ ઉપર બલાત્કાર કરવાનો ભયંકર આરોપ મૂકયો. શ્રી સુદર્શન શેઠની ખ્યાતિથી પરિચિત રાજાએ પણ—

" अस्मिन् इदं असम्भाव्यम् "

*

'આ મહાપુરૂષમાં આ ન સંભવે'

*

—એમ માનીને ઘણી વાર શ્રી સુદર્શન શેઠને પૂછ્યું, પણ દયાથી શેઠ કંઇ બોલ્યા નહિ. આથી રાજા પણ શંકિત થયો અને માન્યું કે–'બોલતો નથી માટે દોષિત હોવો જોઇએ, એમ સંભવે છે.' તરત હુકમ કર્યો કે:–'આખા નગરમાં આના દોષની પ્રસિદ્ધિ કરી પાપીને મારી નાખો!'–આથી આ રક્ષકોએ તેને ઉપાડયો અને એને મુખ ઉપર મશી ચોપડી ગધેડે બેસાડયો. છત્ર તરીકે માથે સુપડું ધર્યું. વિગેરે વિગેરે કરી નગરમાં ઉદ્‌ઘોષણા કરી કે–'આમાં રાજાનો દોષ નથી, પણ અંતઃપુરમાં અપરાધ કરવાનો આ પાપીનો દોષ છે, માટે આનો વધ કરવામાં આવે છે.' શ્રી સુદર્શન તો મૌનજ છે. લોકોમાં પણ એજ હાહારવ થયો કે–

" न युक्तं सर्वथाऽप्येत–न्नेह सम्भवतीदृशम् । "

*

'આ કોઇપણ પ્રકારે યોગ્ય નથી અને
આ પુણ્ય પુરૂષમાં આવું સંભવતું નથી.'

*

આ પછી આ રક્ષક પુરૂષોથી ભ્રમણા કરાવાતા શ્રી સુદર્શન પોતાના ઘર આગળ આવ્યા અને મહાસતી મનોરમાએ પોતાના પતિને જોયા તથા વિચાર્યું કે–'મારા પતિ સદાચારી છે, દોષ સંભવિત નથી,

પણ મારા પતિને જરૂર પૂર્વના કોઇ અશુભનો ઉદય આવ્યો.' આથી તે મહાસતીએ પણ અભિગ્રહ કર્યો કે-'પાતની આપાત્ત ન ટળે ત્યાં સુધી ચારે આહારનો ત્યાગ ! અનશન !'-એમ કરી કાયોત્સર્ગ અંગિકાર કર્યો. પતિ ઉપર પત્નિનો કેવો વિશ્વાસ ? આવો વિશ્વાસ પરસ્પર ક્યારે જામે ? આચારશુદ્ધિ હોય તો ને ? આ બાજુએ આ રક્ષક પુરૂષોએ શ્રી સુદર્શન શેઠને શૂળી ઉપર ચઢાવ્યા. શૂળી પણ આ મહાત્માના પ્રભાવથી સુવર્ણકમલના આસનપણાને પામી. શ્રી સુદર્શનનો વધ કરવા માટે તીક્ષ્ણ તલવાર ચલાવી, તે પણ શીલશાલી તે શ્રેષ્ઠિના કંઠમાં પુષ્પ-માલા થઈ ગઈ. આ જોઇને ચકિત થઇ ગયેલા આરક્ષકોએ રાજાને વિનંતિ કરી. રાજા પણ હાથિણી ઉપર બેસીને શ્રી સુદર્શન શેઠ પાસે આવ્યો અને તેને ભેટી પડીને કહ્યું કે-'હે શ્રેષ્ઠિન્ ! તું તારા પ્રભાવથી વિનાશ નથી પામ્યો, બાકી મેં પાપીએ તો નાશ કરીજ નાખ્યો હતો. ખરેખર, અનાથ એવા સત્પુરૂષોના નાથ તરીકે ધર્મ એ જાગતોજ હોય છે. માયાપ્રધાન સ્ત્રીના વિશ્વાસથી, તારો નાશ કરનાર મારાથી બીજો કોઇ પાપી નથી. પણ ખરી રીતે મારી પાસે આ પાપ તો તેંજ કરાવ્યું છે. હે સત્પુરૂષ ! મેં વારંવાર પૂછ્યું છતાં પણ તું તે વખતે ન બોલ્યો.' આ પ્રમાણે કહેતા રાજાએ હાથીની ઉપર બેસાડી, પોતાના મકાને લઇ જઇ, સ્નાન કરાવી, ચંદનથી વિલેપન કરાવી અને વસ્ત્ર, અલંકાર આદિ પહેરાવી, રાત્રીની હકીકત પૂછી અને શ્રી સુદર્શન શેઠે સત્ય હકીકત કહી. આથી રાણી પ્રત્યે ક્રોધ પામેલો રાજા, રાણીનો નાશ કરવા તૈયાર થયો, પણ શ્રી સુદર્શન

શેઠે રાજાના ચરણમાં શિર મૂકી તેમ કરતાં રાજાને અટકાવ્યો. આ પછી ન્યાયશીલ રાજાએ શ્રી સુદર્શન શેઠને હાથી ઉપર બેસાડી, મોટી ઋદ્ધિ સાથે નગરની અંદર ફેરવીને પોતાને ઘેર મોકલ્યા. રાણીએ ગળે ફાંસો ખાઇ પ્રાણનો ત્યાગ કર્યો અને ધાવમાતા ભાગી ગઈ તથા મનોરમા સતીએ પણ કાયોત્સર્ગ પાર્યો. આપણો મુદ્દો એ છે કે-'પરમશીલસંપન્ન શ્રી સુદર્શન શેઠની ધર્મવૃત્તિ અને ખ્યાતિ કેવી? જયવીયરાયમાં આપણે કયાં સુધી આવ્યા ?

"भवनिव्वेओ"થી આરંભીને "तव्वयण सेवणा आभवमखण्डा"—સુધીની પ્રાર્થનાને બરાબર સમજનારો આત્મા અને હૃદયથી અવિચ્છિન્નપણે એવું ઇચ્છનારો આત્મા પાપથી કંપ્યા વિના રહેજ નહી. પછી યાવત્ મુક્તિ ન થાય ત્યાં સુધી માગ્યું કે:–'હે વીતરાગ! તારા શાસનમાં જોકે નિયાણાનો નિષેધ છે, તો પણ મને ભવોભવ તારા ચરણની સેવા હો.' કારણ કે–એ નિયાણું કાંઈ પાપરૂપ નથી, પણ લાભરૂપ છે. આ પછીની માગણી કરતાં આ પ્રાર્થનાસૂત્રમાં કહેવાય છે કે—

"दुक्खक्खओ कम्मक्खओ समाहिमरणं च बोहीलाभो अ ।
संपज्जउ मह एअं, तुह नाह ! पणामकरणेणं ॥"

*

'હે નાથ! આપને પ્રણામ કરવાથી મને–'દુ:ખોનો ક્ષય, કર્મોનો ક્ષય, સમાધિમરણ અને બોધિનો લાભ'–આ ચાર વસ્તુની પ્રાપ્તિ હો.'

  

# [ ૧૯ ]

## અર્થીપણું જાગ્રત કરો !

ટીકાકાર મહર્ષિ શ્રી શીલાંકસૂરિજી મહારાજા, મંગલાચરણમાં ફરમાવી ગયા કે-'આ શાસન સદાને માટે જયવંતુ વર્તે છે, કારણ કે—એમાં એક પણ અયોગ્ય વિચારને સ્થાન નથી તેમજ એક પણ સુંદર વિચારનો ઈન્કાર નથી : એના સિદ્ધાંતો અનેક અપેક્ષાએ અને યુક્તિએ એવા સિદ્ધ છે કે–એને સેવનાર આત્મા કર્મમળથી રહિત થઈ જરૂર મુક્તિપદને પામે જ! એટલા માટેજ એ શાશ્વત્ છે, અનુપમ છે અને સઘળા શ્રી જિનેશ્વરદેવોથી આદિમાં નમસ્કાર કરાયેલું છે.' આ તીર્થમાં આચાર એ મૂખ્ય વસ્તુ છે. આચારની શુદ્ધિ વિના–ઉંચી કોટિના આચારના આલંબન વિના, આ તીર્થમાં કોઈ પણ આત્મા મુક્તિ પામ્યો નથી, પામતોં નથી અને પામવાનો પણ નથી. એના આચારો એટલા બધા કઠીન છે કે—ભવાભિનંદી આત્માને તો તે સ્હેલા લાગેજ નહિ. આથીજ હંમેશ કરાતી પ્રાર્થનાને વિચારી રહ્યા છીયે. એ પ્રાર્થનાને લગતી ભાવના હૃદયમાં મજબૂત બનાવવી જોઇએ. જો એ બને તો આચાર બહુ સ્હેલા લાગે અને આચાર સ્હેલા લાગે તો આચાર અમલમાં મૂકવાના પરિણામ પણ સ્હેલાઇથી થાય અને એમ થાય તો પ્રવૃત્તિને આવતાં પણ વાર લાગે નહિ. પ્રાર્થના કરતી વખતે તેમજ ઘેર ગયા બાદ પણ જો તે વિચારાય, તો ભાવનામાં જરૂર

મોટામાં મોટું અંતર પડી જાય. એ રીતે ભાવના શુદ્ધ થાય તો આચાર મીઠા લાગે-સાંભળવાની ઈચ્છા થાય, સંભળાય, રૂચે, લેવાની ઇચ્છા થાય અને તેવા સુયોગ્ય અવસરની રાહ પણ જોવાય. પણ એ બધું એ ભાવના દૃઢ થાય અને અર્થિપણું આવે તો બને. અર્થી ગમે તેવા કઠીન કામને પણ કરે છે. અર્થીપણું ન હોય એની તો વાતજ નથી. અર્થી બનીએ તો આ વસ્તુ કઠણ લાગે નહિ. અર્થી બનાય તો કહેનાર પ્રત્યે પણ પ્રેમ જાગે, આપનાર પ્રત્યે બહુમાન થાય, કોઈ પણ ભોગે આપનાર પ્રત્યે તો ભક્તિ જાગે, હૃદય ઉછળે, આ વસ્તુ તો વ્યવહાર સિદ્ધ છે. જે ચીજની જરૂર જણાય તે મેળવવા કેટલી મહેનત કરો છો ? જરૂરી વસ્તુ મેળવવા કોઇ પ્રેરણા કરે, સલાહ આપે, સહાય કરે, કોઈ પણ ભોગે મેળવી આપે અને મળી જાય તો કેવો આનંદ થાય ! સામાનો કેટલો ઉપકાર માનો ? કોઇ પૂછે કે-'તમે પ્રાર્થના શા માટે કરો છો ? એક-બે દિવસ નહિ પણ રોજ શા માટે કરો છો ? દિવસમાં સાત સાતવાર પ્રાર્થના કરવાનું વિધાન શું કામ ?' એટલાજ માટે કે-'આ પ્રાર્થના કરી કરીને અર્થીપણું પેદા કરવા :' અર્થીપણું પેદા થશે તો કામ પાર થઈ જશે. અર્થીપણું આવ્યા પછી તો પોતે ત્યાં જશે : કોઇ સલાહ આપવા નહિ આવે તોયે પોતે સલાહ લેવા જશે : કોઇ શીખામણ આપવા નહિ આવે તોયે જાતે જઈ-હાથ જોડી-શીખામણ માગશે, પણ એ બધુંએ અર્થીપણું આવે તો. એ અર્થીપણું પેદા કરવા માટે હૃદય દૃઢ ને નિર્મળ બનાવવું જોઇએ અને તે પણ એવું કે-પ્રાર્થના વખતે, ભાવના

ન આવે તો આંખમાંથી પાણી ટપકવું જોઈએ. ભાવના આવી ગઈ એટલે એમાં ગણાવેલા ગુણોની પ્રાપ્તિ સહજ થશે.

## વૃક્ષના મૂળમાં જળનું સિંચન કરો !

'ભવનિર્વેદ'થી 'તવ્વયણસેવણા આભવમખંડા'—સુધી આપણે વિચારી ગયા. હવે-'હે વીતરાગ ! તારા શાસનમાં નિયાણાના બંધનનો નિષેધ છે, પણ હું માગણી કરૂં છું કે-હે નાથ ! જ્યાં સુધી હું સંસારમાં રહું ત્યાં સુધી ભવોભવ તારા ચરણની સેવા હો !' તારા ચરણની સેવામાં તકલીફ કે જોખમ જે કાંઇ હોય તે ભલે હો, પણ મને તો તારા ચરણની સેવાજ જોઇએ : જીવનનું સર્વસ્વ મૂકી દેવા વખત આવે તો ભલે, પણ મારે તો તારી ચરણસેવા જોઇએ : ભલે હું રંક બનું, પણ મારે તારી ચરણસેવા જરૂર જોઈએ : તારી સેવા મળી એટલે હું રંક છુંજ નહિ. ધર્મીને મન ધર્મ એજ ધન છે. ધર્મીની ત્યાંજ ધનબુદ્ધિ હોય અને એજ આદમી ધર્મનું સંરક્ષણ કરી શકે. ધર્મમાં રહેલી ધનબુદ્ધિ નાશ પામે તો ધર્મભાવના ટકી શકે નહિ : એ હોય તોજ બધું ! મૂળ હોય તો છોડ થાય, મૂળ વિના વૃક્ષ ન થાય. છોડ, ડાળાં, પાંખડાં અને વૃક્ષ વિગેરે મૂળને આધારે : તેમજ અહીં પણ કહો આ બધાનું મૂળ શું ? તમે સુખી છો, સામગ્રીવાળા છો એનું મૂળ શું ? ધર્મ. વ્યવહારમાં કોઈ દરિદ્રી રહે તો તમે શું કહો ? પુણ્ય પરવારી ગયું. ધર્મ જાય તો દશા કેવી થાય ? જેના યોગે આ બધું છે, તે સાચવવા મહેનત કે આ બધું મળ્યું છે તે સાચવવા ? માળીને પૂછો કે-'પાણી ક્યાં રેડે ? ઉંચે છોડવા પર રેડે કે મૂળમાં ?

આખું વૃક્ષ લીલુંછમ રહે તે શાથી? મૂળમાં પાણી રેડાય એથી કે ઉપર રેડાય એથી? મૂળમાં એ ગુણ છે કે-જરૂર મુજબ બધે પાણી પહોંચે: મૂળમાંથી લીલું રહી બહાર લીલું રાખે. જો બહારજ પાણી રેડાય, તો મહીં સુકાય, એટલે પરિણામે બધુંજ સુકાય. અહીં પણ આ બધું (આ બધી સામગ્રી) સાચવવું હશે તો પણ સેવા તો ધર્મનીજ કરવી પડશે. બગીચાનો માળી વનરાજીને ટકાવવા, ખીલવવા મૂળમાં પાણી સીંચે, તેમજ સુખના અર્થીએ બહારની સામગ્રીમાં ન રાચતાં મૂળ રૂપ ધર્મમાંજ રાચવું-માચવું જોઈએ. એમ થાય તો આ બધું તો જીવનપર્યંત, અરે મુક્તિપદે જાવ ત્યાં સુધી બન્યું રહે. શ્રી તીર્થંકરદેવોએ એ ધર્મમૂળને એવું સીંચ્યું કે-દેવતાઓ પાસે ને પાસે. ધર્મમૂળને એવું સીંચીને આવ્યા કે-ગર્ભમાં આવતાંજ-જન્મતાંજ દેવતાઓ હાજર. એ જન્મે, એ દીક્ષા લે, એમને કેવળ થાય અને નિર્વાણ પામે, એ બધા પ્રસંગોની ચિંતા દેવેંદ્રોને. એમને ચલાવવા-હલાવવાની, એમના શરીરની બધા ચિંતા દેવેંદ્રો રાખે. એમનું મૂળ એવું મજબૂત કે-ચીજ ઇચ્છવી ન પડે, માગવી ન પડે, મનોરથ કરવા ન પડે, ઇચ્છયા પહેલાં તો સામે આવી હાજર થાય. આજ તો કહે છે કે-'માથાફોડ કરવા છતાંએ મળતું નથી.' મળે શી રીતે? મૂળ સડેલું-ધર્મમાં કચાશ-આરાધના કરી નથી, તો મળે કયાંથી? મુક્તિ તો મળે ત્યારે ખરી, પણ ત્યાં સુધીએ સુખી થવું છે કે દુઃખી? જવું તો છે પરમ સુખના સ્થાનમાંને? ત્યાં જવાય ત્યારે ત્યાં તો પરમ સુખ છેજ, પણ જો ધર્મમૂળને સીંચાય તો અહીં

પણ બાદશાહી. વસ્તુ એવી સીંચો કે-બેય ઠેકાણે આનંદ આવે. જેને સંતોષ છે, જેઓ વિષયથી પરાઙ્મુખ છે, તેને તો અહીં પણ મોક્ષ છે.

દુઃખ ટાળવાનો ઉપાય—

દુઃખ કોને ? પર વસ્તુને પોતાની માને તેને ! જોઈએ તે ન મળે અને મારૂં માનેલું જાય ત્યારે તેને દુઃખ થાય. જોઇએ તે ન મળે, અધુરૂં મળે, વિપરીત મળે, અથવા મારૂં માનેલું જાય બગડે, ત્યાં દુઃખ. જે મારૂં માનેજ નહિ એને દુઃખ શું ? ધર્મ, ઇચ્છાનો લોપ કરવાનું શીખવે છે. ઇચ્છા ઉડે કે ચિંતા ગઈ: પછી તો લક્ષ્મી આવે તો આવો, જાય તો જાઓ ! આવે તોય ભલે: જાય તોયે ભલે! આ ભાવનાવાળાને ચિંતા કે દુઃખ ન થાય. આ ભાવના ન થાય તો માનો કે-ધર્મ બરાબર સમજાયો નથી: ધર્મ, ધર્મરૂપે પરિણામ પામેલ નથી. વ્હાલામાં વ્હાલો પણ કોઈ જાય, તો પણ એમજ કહે કે-'મારે પણ જવાનું છે'-પરંતુ શોક ન કરે. સામગ્રી આવે ત્યારે કહે કે-'પુણ્યનો યોગ, મૂકો ઠેકાણે, બનતો સદુપયોગ કરો.' વચમાંથી ઉપડે તો કહે કે-'પુણ્યમાં ખામી હતી તેથી ગઇ, ભલે ગઇ, ઉપાધિ ટળી, સાચવવાની ચિંતા મટી.'-'ક્યારે મેળવું અને ક્યાં મૂકું ?' -એ વિચાર કરનારની હાલત છતે પૈસે, છતી સામગ્રીએ, છતે પરિવારે દુઃખીજ છે. ચિંતાની સગડી કાયમ ખાતે સળગતી જ છે. આ દુઃખ કમ છે ? સુખી રહેવાની રીત ધર્મ શીખવે છે. ધર્મમૂળને ખૂબ સીંચો: એવું સીંચો કે-સામગ્રી: લક્ષ્મી વિગેરે આવે તોય ઉન્માદ ન થાય, અને જાય

તોય દુઃખ ન થાય : આવે તોય એની નમ્રતા, લઘુતા, ઢબછબ એજ અને જાય તોયે એની પ્રસન્નતા એજ. એવું મન કાબુમાં કયારે આવે ? વસ્તુતત્ત્વ હૃદયમાં જચે ત્યારે. એ આદમી પોતાપણાને ભૂલે નહિ. રોજ પોતાના દોષ જૂએ : દોષ કાઢવાની કોશિષ કરે : ધર્મ પોષાય અને દોષ કઢાય, તો દુઃખ થાય શી રીતે ? **મોક્ષનો અર્થી સંસારમાં પણ દુઃખી નથી અને સંસારનો અર્થી સંસારમાં સુખી નથી.**

*

'ભવે ભવે તારા ચરણની સેવા હો'–આ ભાવના ઘણી ઉંચી છે. શ્રી વીતરાગની સેવાનો મહિમા અને તાકાત અજબ છે. એ સેવાના પ્રતાપે આ સઘળું પણ મળેજ. માત્ર સેવા કરતાં આવડવું જોઇયે. હાથમાં ચિંતામણી છતાં ભીખ માગનારા ઘણાયે છે, કારણ કે–ચિંતામણીને ઓળખે નહિ, ઓળખે તો આરાધતાં આવડે નહિ અને એ આવડે તો માગવું શી રીતે એની ખબર જ ન હોય. સેવા કરતાં આવડે તો તો વાંધોજ નહિ. ધર્મી દુઃખી હોયજ નહિ. ધર્મી કોણ ? મોક્ષનેજ ઇચ્છે તે : સંસારને ઇચ્છે તે નહિ ! ને ધર્મી સદા સુખી : મહેલમાં, ઝુંપડીમાં અને અટવીમાં બધેય સુખી. શ્રી કુમારપાળ મહારાજાને અંતે ઝેર અપાયું. એમના ભંડારમાં એક બુટ્ટી હતી કે જેથી ઝેર દૂર થાય. ભંડારીને લાવવા કહ્યું. કાવત્રાખોરોએ પ્રથમથીજ ન મળે તેવી વ્યવસ્થા કરી હતી. ભંડારીએ કહ્યું કે–'મહારાજ ! બુટ્ટી મળે તેમ નથી.' શ્રી કુમારપાળે મહારાજાએ કહ્યું:–" ચિંતા નહિ, હોત તો ઉપયોગ કરત, નથી તો મૂંઝવણ નથી, મરવા

પણ તૈયાર છીયે, કેમકે-અરિહંતને આરાધ્યા છે, ગુરૂને સેવ્યા છે અને ધર્મ પાળ્યો છે!" કોઈનું ભૂંડું ઈચ્છયું નથી, એટલે શું થશે એની ચિંતા તેઓને શાની હોય? બુદ્ધી હોત તો ઉપયોગ કરત. ન મળી એથી પણ નારાજ ન થયા. ઉલ્ટા સાવધ થઈને રામચંદ્ર મુનીશ્વરની હાજરીમાં અંતિમ આરાધના કરી અને પરલોક સુધાર્યો. આવી તાકાત ક્યારે આવશે? માગણી તો એ છે કે-'તારા ચરણની સેવા ભવે ભવે હોજો.' એ સેવાજ એવી છે કે-દુઃખ ન થાય. 'દુઃખ ન થાય'-એનો અર્થ એ નથી કે-દુઃખના પ્રસંગોજ ન આવે, પણ દુઃખના પ્રસંગોને તે દુઃખરૂપ માને નહિ. નવકાર ગણનારો દુઃખી ન હોય, એનો ભાવ આ છે. બાંધેલ કર્મ ઉદયમાં ન આવે કે નિકાચિત કર્મો ભોગવવાં ન પડે એમ નહિ,-પણ એ સમયે ચિંતવે કે-'અશુભોદય છે: સારૂં થયું કે—આ સ્થિતિમાં આવો ઉદય આવ્યો, કે જેથી હું સારી રીતે ભોગવી શકીશ: દેવું ઘટયું એથી આત્મા હલકો થશે, એટલે ઉંચે જવાશે અને ઉંચે જવાની તો ભાવના ગળા સુધી (સંપૂર્ણ) ભરેલીજ છે.'

## સંસારમાં સુખી કોણ?

"દુ[illegible]ઓ" એટલે દુઃખનો ક્ષય. શ્રી તીર્થંકરદેવને પણ ઉપસર્ગ આવે કે નહિ? ભગવાન્ શ્રી મહાવીરદેવને પારાવાર પીડા થઈ છે: સ્હાડાબાર વર્ષમાં દુનિયાએ માની લીધેલી શાંતિનો એક પણ દિવસ નહિ એમ કહીયે તો ચાલે. કઠીન સંયમ, ધ્યાનમગ્ન અવસ્થા, ઘોર તપશ્ચર્યા અને તેમાં આવા ઉપસર્ગોની પરંપરાને સહવી! એમના

જેવાને કર્મના ઉદયે અનેક ઉપસર્ગ આવે, તો આપણા જેવા સામાન્યને આવે એમાં નવાઈ શી? એવા ભયંકર ઉપસર્ગોના પ્રસંગે પણ એ તારકે દુઃખ માન્યું? નહિજ. સંગમ નામનો દેવ લગભગ છ મહિના સુધી પીડા કરી જ્યારે પાછો જાય છે, ત્યારે ભગવાન્ શું વિચારે છે? એજ કે-'સંસારને તારવાની ભાવનાવાળા અમારા સંસર્ગમાં આ-વીને પણ, આ પાપાત્મા સંસારમાં રખડી જશે.' એ જે પીડા દઇ ગયો એનો પાર નથી: પણ આ દુઃખ દઈ ગયો, એમ એમણે માન્યું ખરૂં? 'એ તો મારૂં દુઃખ લઈ ગયો, એના નિમિત્તે તો આત્મા હલકો થયો'-એજ ભાવના આવી. શ્રી જિનેશ્વરદેવની સેવા કરનારની ભાવના આ હોય. શ્રી જિને શ્વરદેવના અનુયાયિ, વસ્તુ માત્ર ઉપર શાંત ચિત્તે વિચાર કરીને વર્તે. તે આત્માને લક્ષ્મી આવે તો મદ ન થાય અને જાય તો કહે કે-'જવા દો, એનો જવાનો સ્વભાવ છે, સાચવવાની પંચાત ઓછી!' આવું માનો તો? મનાય છે?? આવું ન મનાય ત્યાં સુધી ધર્મ રૂપી મૂળ સીંચાય નહિ અને એમ ન થાય ત્યાં સુધી સંસારમાં સુખી થવાય નહિ. સંસારમાં સુખી તે, કે જે મોક્ષને ઇચ્છે. કાં તો મોક્ષના આત્માઓ સુખી અને કાંતો મોક્ષે જવાની ઇચ્છાવાળા સુખી. તે સિવાય આખું જગત્ દુઃખી. સંસારને ન ઇચ્છે ને મોક્ષને ઇચ્છે તે સાચો ધર્મી! સમ્યગ્દૃષ્ટિ આત્મામાં સમજ ન હોય એમ નહિ: સમજે બધુંજ: દુઃખને દુઃખ તરીકે અને સુખને સુખ તરીકે માને, સમજે, જૂએ, જાણે, અનુભવે, પણ મૂંઝાય નહિ. જો એ ન

જાણે તો તો અજ્ઞાનતા: એ વસ્તુને વસ્તુસ્વરૂપે ઓળખે તો ખરો જ. મુનિ હીરાને તથા પથરાને બેયને ઓળખે અને ઉપેક્ષા પણ બેયની કરે. ગૃહસ્થ ઉપેક્ષા પથરાની કરે પણ હીરાની કેમ ન કરે? તો કે—હજી તે હીરાની અસારતા સમજી શકયો નથી અને અસારતા સમજી શકયો છે તો મમતા તજી શકયો નથી. મુનિ હીરાની અસારતા સમજ્યા, પણ હીરામાં લાખની કિંમત છે, એ તો સમજે જ છે. એમજ દુઃખને દુઃખ ન માને: દુઃખ તરીકે ન અનુભવે: પણ કહે કે-'એ દુઃખના પરિણામે સુખ છે માટે એ દુઃખ એ દુઃખજ નથી, કિન્તુ સુખનું સાધન છે.' પૌદ્ગલિક ભાવમાં લીન રહેવાથી દુઃખ નહિ જાય. દુઃખ આવે તો પણ ન લેપાઉં કે જેથી આરાધી શકું. માગનાર આત્મગુણના અર્થી જોઇએ. એ ન હોય તો કંઇ ને બદલે કંઈ માગી લે. આખો ક્રમ વિચારો. મુનિ ભિક્ષાએ જાય તો પણ બુદ્ધિ એ કે-'મળે તો સંયમપુષ્ટિ: ન મળે તો તપોવૃદ્ધિ.' એને ગમે તે ચીજ મૂંઝવે નહિ. લુખ્ખું, સુકકું, ચોપડયું કે મિષ્ટાન્ન—જે મળે તે બધાનો ઉપયોગ સંયમપુષ્ટિ માટે. માગણી એ છે કે-'સંયોગ રીબાવે એવા ન હોય તો સ્હેજે આરાધી શકું.' ધ્યેય તો મુક્તિનું જ. નીસરણી મજેની પણ પગથીયું ચૂકે તો કઠેડા, સાંકળ, બધું હોય છતાંય પડે. શ્રી જિનેશ્વરદેવની સેવા માગનારને દુઃખ સહન કરવાની શક્તિ વધે. એનો અર્થ એજ કે-દુઃખને દુઃખ ન માને: દુઃખને દુઃખ માને કે શક્તિહીન થઈ જાય. યુદ્ધમાં એ કાયદો કે-સામેથી ધસારો ગમે તેવો આવતો હોય, પણ સૈનિકે તો સેનાપતિના વાવ-

ટાનેજ જોવે. ભલે ઘસારો આવે, પણ વાવટો કહે કે—'સામે જાઓ'—તો સામે જવાનું. સામેથી આવતા ઘા કે હથીયારો કાંઈ જોવાનું નહિ. સેનાપતિના ઑર્ડર (હુકમ) મુજબ વર્તવાનું. જેમ ચકરડું ફેંકે તેમ ધસે તો વિજય મેળવે, પણ જો 'ઓ બાપરે'—એમ થયું તો હથીયાર હાથમાં રહે. દુશ્મનનો ઘસારો જોઇને ભૂલ્યો—લેવાયો તો બળવાન પણ હાર્યો. આપત્કાલ વખતે, આત્માને આપત્ હાનિ નથી કરતી, એ નક્કી થવું જોઇએ. એ વખતે આત્મા મજબૂત રહે તો આત્માને આપત્ હાનિ ન કરે. આપત્તિમાં લેવાઈ ન જવાય, તે ધ્યાનમાં રાખવું જોઇએ.

**સમ્યગ્દૃષ્ટિ ત્યાગની તૈયારીવાળો હોય !—**

સમ્યગ્દષ્ટિ આત્મા કદાચ મોહની તીવ્રતાના યોગે ત્યાગ કરી શકતો ન હોય, તો પણ તે ત્યાગની તૈયારીવાળો તો હોવોજ જોઇએ. અવસરે તેને ત્યાગ કરતાં મૂંઝવણ ન થવી જોઇએ. આ ઉપર એક વ્યવહારિક દૃષ્ટાંત ખાસ યાદ રાખવા જેવું છે:—

"એક વખત એક સ્ત્રીએ પોતાના સસરાને, જમીનપર પડેલા તેલને લઇ શરીરે તથા જોડા ઉપર ઘસતાં જોયા. પુત્રવધૂ ઘણીજ વિચક્ષણ હતી, પણ નવી હોવાના કારણે સસરાના ગુણોની એને ખબર ન હતી. આથી તેણીએ વિચાર્યું કે—'ધૂળવાળું તેલ શરીરે ઘસે છે: આ કૃપણતા કેવી? કૃપણતા એ મહા દોષ છે અને જો એ દોષ મારા સસરામાં હોય તો ખરાબ.' પરન્તુ એણે એમ પણ સાથેજ વિચાર્યું કે—'ખાત્રી કરવી જોઇએ કે—આ તે કૃપણતા છે કે કેવલ કરકસરજ છે?'

એક વાર પ્રસંગે તેણી એકદમ ચીસ પાડી પથારીમાં પડી અને બૂમાબૂમ કરવા મંડી પડી. બધા ભેગા થયા અને પૂછવા લાગ્યા કે–'શું થાય છે?'

'પેટમાં દુઃખે છે.' આવનારાએ પૂછયું કે–' કેવું ?'

વહુ૦ 'ન રહેવાય એવું.'

સસરો ઘેર આવ્યો: વહુ તો બૂમાબૂમ મારે છે. સસરા પૂછે છે કે–'શું થાય છે?'

આના ઉત્તરમાં તો તેણીએ બૂમાબૂમ કરીને કહ્યું કે–'મારૂં પેટ દુઃખે છે, મારાથી રહેવાતું નથી.'

સસરો પૂછે છે કે–'પહેલાં આવું કોઈ વખત થયું હતું કે આજેજ આ થયું ?'

વહુએ કહ્યું કે–'મારા બાપને ત્યાં એક વખત આવું થયું હતું.'

સસરો૦ 'ત્યારે કયી રીતે મટયું હતું ? કંઇ ઉપાય ?'

વહુ૦ 'ઉપાય તો છે, પણ અહીં એ ઉપાય કયાંથી થાય ? મારા બાપને ત્યાં તો એક ઉપાયથી તરત મટયું હતું.'

સસરો૦ 'કહે તો ખરી, થાય ન થાયની શી ખબર પડી ?'

વહુ૦ 'થાય એમ દેખાતું નથી ત્યાં શું કહું ?'

સસરો૦ 'તું કહે તે પછી એ જોવાનું કે–થાય છે કે નહિ ?'

વહુ૦ 'સાચા મોતીને લસોટી મને ખવડાવ્યા હતાં. એથી પેટમાં દુઃખતું મટયું હતું.'

*

સસરાએ તરત તીજોરી ઉઘાડી. સાચાં મોતી કાઢયાં અને વાટવાને પથરો હાથમાં લીધો: જ્યાં વાટવા જાય છે કે તરત વહુનું પેટ દુઃખતું મટી ગયું.

*

વહુ૦ 'પિતાજી ! ક્ષમા કરો, હવે મારૂં પેટ નથી દુઃખતું.'

સસરો૦ ' બેટા ! તું કહે કે-તેં આ કર્યું શું ?'

વહુ૦ તે દિવસે જમીનપર પડેલા ધૂળવાળા તેલને શરીરે ચોપડતાં જોઇ, મેં આપને કૃપણ માનેલા અને એની પરીક્ષા માટે આ કર્યું હતું. મને મારી ભૂલ સમજાઇ. આજે સમજાયું કે-મારા સસરા કૃપણ નથી, પણ વસ્તુના રક્ષક છે : વસ્તુને કુમાર્ગે જવા દેનાર નથી, પણ જરૂર પડે ત્યારે ગમે તેવી ચીજને જતી કરવા તૈયાર છે.'

*

સમ્યગ્દૃષ્ટિ આત્મા પણ કદાચ આમ છોડવાને તૈયાર ન હોય, તે છતાં પણ જો ધર્મના રક્ષણ માટે છોડવાનો પ્રસંગ આવે, તો સર્વસ્વ છોડવાને માટે સજ્જ હોવોજ જોઇએ.

## વૈયાવચ્ચ વખતે સ્વાધ્યાય ન હોય—

શહેરમાં મરકી ફેલાઇ હોય, ત્યારે ત્યાં સંયમીને ચોમાસામાં પણ વિહાર કરવાની છૂટ છે : કારણ કે-ચેપી રોગોના પ્રભાવે સોપક્રમી આયુષ્ય તુટી પણ જાય, માટે સંયમના સંરક્ષણ માટે મુનિ ચોમાસામાં પણ વિહાર કરી શકે. પણ શરીર સંયમને બદલે અસંયમમાં જતું હોય, તો મુનિ તે શરીરનો ત્યાગ કરતાં પણ ન અચકાય. મુનિ બીમાર પડે તે વખતે, મધપુડાની આગળ જેમ માખીઓ ભેગી થાય, તેમ સંયમધર બધા મુનિઓ તે સંયમીની સેવા-ભક્તિ કરે. એ સેવા શરીરની કે સંયમની ? સંયમની ! સંયમનું સાધન શરીર. તે આપત્તિમાં પડે માટે એની સેવા મુનિઓ કરે. એ વખતે-વૈયાવચ્ચની વખતે, કોઇ મુનિ

એમ કહે કે-' હું તો સ્વાધ્યાય કરૂં છું'-તો એ સ્વાધ્યાય નથી પણ સંયમની અવગણના છે. આ સેવા શા માટે ? સંયમ પ્રતિ અધિક પ્રેમ જાગે તે માટે ! સંયમી આત્માને જ્યારે આપત્તિ હોય, ત્યારે જો સ્વાધ્યાય આદિના બ્હાને બીજા મુનિ, આપત્તિમાં પડેલા મુનિવરની રક્ષા ન કરે, તો માનવું કે-'એને સંયમની કિંમત નથી.'

*

મુનિથી તપ ન બને તો આહાર ભલે કરે, પણ વસ્તુનો સ્વાદ થતો હોય તો તો નજ કરે. આહારના અભાવે શુભ ધ્યાનમાં ટકવાની તાકાત નથી, પણ સ્વાદથી તો ઇંદ્રિયો લેપાતી જાય. ઇંદ્રિયો લેપાતી જતી હોય એ તો કોઈ વખત મારી નાખે.

× × ×

" दुक्खक्खओ कम्मक्खओ "

*

—આપણે આ માગીએ છીયે, શ્રી વીતરાગ પાસે ! માટે એ નક્કી કરો કે-એ માગણી વીતરાગ થવા માટે છે. સામગ્રી એવી મળે કે જેથી વીતરાગ થવાય, ત્યાં બીજી ભાવના આવે ? નજ આવવી જોઇએ. ચરણસેવા ભવોભવ શાને માટે માગી ? દુઃખક્ષય માટે ! આ દુઃખક્ષય ક્યારે થાય ? કર્મનો ક્ષય થાય ત્યારે ! શુભ કર્મનો ઉદય શુભ સંયોગોને તથા અશુભ કર્મનો ઉદય અશુભ સંયોગો ઉત્પન્ન કરે. પણ આત્મા સાવધ હોય તો વાંધો ન આવે. આધીન ન થવું, એ તો આત્માની સત્તાની વાત છે. ઉદયનું

કામ તો સંયોગો ઉત્પન્ન કરવાનું, પણ આત્મા આધીન ન થાય તો કર્મ કરે શું ? જો કર્મ કરે એજ થતું હોય, કુલ સત્તા કર્મની જ હોય, તો આત્મા મુક્તિ જાયજ કયાંથી ? કોઇને મુકિત જવા દેજ નહિ. આત્માને રમાડયાજ કરે. જે આત્મા શુભ તથા અશુભ સંયોગોને આધીન ન થાય, તેજ કર્મક્ષય કરી શકે અને મુકિત મેળવી શકે.

<u>શુભ-અશુભ સંયોગોને આધીન ન બનો!</u>

પ્રાર્થનાસૂત્ર દ્વારા કરવામાં આવતી માગણી, મુક્તિ માટે છે-એ ભૂલવું જોઇએ નહિ : એમાં વિષય-કષાય ન ઘુસે એનો ખ્યાલ રાખવો. આખું ચિત્ર, ચિત્રકારે મહેનત કરીને છ મહીને સારામાં સારૂં તૈયાર કર્યું હોય, પણ કોઈ જરા કાજળના છાંટા નાખે તો શું થાય ? કલંકિત થાય : પચાસ હજારની કિંમતનું હોય તોયે નકામું થાય: કિંમત રદ થાય. પેલો કહે કે-'મેં કર્યું શું ?' ચિત્રકાર કહે કે-'ભાઇ ! તેં એવું કર્યું કે મારી બધીજ મહેનત પાણીમાં ગઈ.' કોઇને સુધારવા સ્હેલા કે બગાડવા ? કોઇને ચઢાવવા સ્હેલા કે પાડવા ? સન્માર્ગે લઇ જવા સ્હેલા કે ઉન્માર્ગે લઈ જવા સ્હેલા ? ઉત્તમ જીવો પણ ખરાબ નિમિત્તથી ખસી જાય, તો સામાન્ય જીવોની વાત શી ? મંગલ ક્રિયામાં મંગલની જરૂર છે, પણ અપમંગલની ક્રિયામાં નહિ : કારણ કે-તે ક્રિયાજ અપમંગલરૂપ છે. તેમ બધો ગુંચવાડો જ સાચામાં છે. ખોટાનો તો આત્મા અનાદિ કાલથી અભ્યાસી છે : અરે, અભ્યાસ તે એવો કે-વાત વાતમાં જૂઠું બોલે અને એને ભાન પણ ન હોય કે-'હું જુઠું બોલ્યો '-કારણ કે-એવી ટેવ પડી ગઈ.

(સભા૦ આ તરફ એવી ટેવ પાડે તો ?)

પાડે તો ને ! પાડયા પછીજ સ્હેલાઇ થાય ને ? અહીં આવ્યા પછી સ્હેલાઇ થાય એ વાત સાચી ! ઉત્તમ સંસ્કાર પડયા પછી તો આત્મા એવો બનશે કે–'આપત્તિ સહેવાનું પણ અપૂર્વ બળ આવશે : પરિણામે તે સત્ય ખાતર આપત્તિની પણ દરકાર નહિ કરે.' મુનિ મોક્ષની સાધના માટે પ્રાણની આપત્તિ પણ સહે. હવે એ દુઃખના ક્ષય માટે કર્મનો ક્ષય કર્યા વિના છૂટકોજ નથી. કર્મ માત્ર ન જોઈએ : શુભ તથા અશુભ બન્ને ન જોઈએ : પણ અશુભ આવતાં હો તો એ ન આવો, એનું નામજ પુણ્યાનુબંધી પુણ્ય. પુણ્યાનુબંધી પુણ્યવાળો આત્મા પણ એનાથી મળેલા ભોગને માને તો હેયજ ! ત્યાગ કરવા લાયકજ !! પુણ્યાનુબંધી પુણ્યથી મળતા ભોગો આત્માને ફસાવે નહિ, માટે આત્મા જાગૃત થવો જોઇએ. જાગૃત આત્મા અશુભના ઉદયને પણ નિષ્ફલ કરે છે. શ્રી રાવણ અને શ્રી લક્ષ્મણ નરકમાં પણ યુદ્ધ કરતા હતા : પૂર્વનું વૈર સાથે લઈને આવ્યા હતા : પણ સીતાજીનો જીવ જે બારમા દેવલોકનો ઈંદ્ર છે—અચ્યુતેંદ્ર છે, તે ત્યાં આવીને કહે છે કે–'હજી આ દશા ?' તરત તે જાગૃત થયા. સમ્યગ્દૃષ્ટિ આત્મા નરકમાં વેદના વેદે, એનાથી બૂમ પણ પડાઇ જાય, ચીસો પણ પડાઇ જાય, પણ સમતાથી સહે. શાથી ? આત્મા જાગૃત થયો એથી ! શુભ અને અશુભ સંયોગોને આધીન ન થવાનું કામ આત્માનું છે. આત્મા એને આધીન ન થાય, તો એ બેય સંયોગો વાંઝીયા (નિષ્ફળ) બની જાય.

<u>શુભ અને અશુભ કર્મોની સત્તા કયાં સુધી ?</u>

પુણ્યયોગે એકને શુભ સંયોગો પણ અનેક મળી

જાય અને પાપના યોગે એકને અશુભ સંયોગો પણ અનેક મળી જાય: પણ એ બેય તે તે સંયોગોને છોડે તો મુક્તિએ જાય! શુભવાળો શુભને છોડે તો મુક્તિએ જાય: અશુભવાળો અશુભને છોડે તો મુક્તિએ જાય! શુભ અને અશુભ કર્મોની સત્તા ક્યાં સુધી? આત્મા ઉંઘતો હોય ત્યાં સુધી. જાગે એટલે જરાયે નહિ. આત્મા કર્માધીન થઇ પ્રવૃત્તિ કર્યે જાય તો બગડે, પણ એમ કહે કે-'શુભને આવવું હોય તો પણ ભલે આવો: અશુભને આવવું હોય તો પણ ભલે આવો: પણ બેમાંથી એકેનાય ફંદમાં હું નહિ આવું:' તો બેયને સીધું ને સટ ચાલ્યા જવું પડે. આત્માપરનું પુદ્ગલનું આવરણ ખસી જાય ત્યારે વાસ્તવિક સ્વરૂપ પ્રગટે અને તે પછી તે આત્મા સંસારમાં રહેજ નહિ, કારણ કે કર્મમાત્ર જાય એટલે લોકાગ્રે (મોક્ષે) જ જાય. કાદવથી લેપાયેલી અને કાંકરાથી ભરેલી તુંબડી હોય, સાગરને તળીયે પડી હોય, પણ કાંકરા નીકળી જાય ને કાદવ ધોવાઇ જાય, તો એ તુંબડી સીધી ઉપર-જલની સપાટીએ આવે. એથી ઉંચે જાય? ના, તાકાત નથી! તાકાત તો છે, પણ સાધન નથી. તેમ આત્મા પુદ્ગલના સંગથી રહિત થાય એટલે લોકાગ્રે જાય, ઉપર નહિ. ઉપર આકાશ તો છે, પણ અલોક છે. તેમાં ધર્માસ્તિકાયાદિકનો અભાવ છે. ધર્માસ્તિકાય વિના જીવ ગતિ કરી શકે નહિ. સ્વઇચ્છાથી ગમનાગમન કરતા જીવ અને પુદ્ગલને ગમનમાં સહાય રૂપ થાય, તે ધર્માસ્તિકાય અને સ્થિતિમાં સહાય રૂપ થાય તે અધર્માસ્તિકાય: સ્વઇચ્છાએ ગમનાગમન કરતા જીવને ગતિમાં સહાયક દ્રવ્ય તે ધર્માસ્તિકાય અને સ્થિતિમાં સહાયક તે અધર્માસ્તિકાય. જ્ઞાનીએ જોયું કે-'લોકમાં બે વસ્તુ છે: જેના યોગે જીવો

તથા પુદ્ગલો ગમન તથા સ્થિતિ કરી શકે છે, એ ધર્માસ્તિકાય તથા અધર્માસ્તિકાય–બન્ને અરૂપી દ્રવ્યો છે. આત્મા જડથી એટલો બધો દબાઈ ગયો છે, કે જેથી જડ રમાડે તેમ રમે છે. જડમાં પણ અનંતી શક્તિ છે. આત્માના અનંત ધર્મો પુદ્ગલના યોગે દબાઈ ગયા છે. નિગોદમાં જૂઓની! ચૈતન્ય કેટલું? અક્ષરના અનંતમા ભાગ જેટલું! ત્યાં વેદના પણ અવ્યક્ત. નિગોદમાંથી ભવિતવ્યતાના યોગે બહાર આવે, યથાપ્રવૃત્તિ–કરણના યોગે ગ્રંથીદેશ નિકટ આવે, વીર્યોલ્લાસ થાય અને અપૂર્વકરણ આવે તો તે અપૂર્વકરણથી ગ્રંથી ભેદી અનિવૃત્તિકરણાદિક કરે અને સમ્યકૃત્વ પામે ત્યારે આત્માના સ્વરૂપની ઝાંખી થાય! વસ્તુ પામ્યા પછી ઉદ્યમની જરૂર. આત્મા અને જડ અલગ છે માટે જડથી બચવું: જડથી છૂટવાનાજ પ્રયત્ન કરવાના, કે જેથી મુક્તિપદે પહોંચાય. જડથી દબાયેલા આત્માને, જડથી અલગ કરવાના પ્રયત્ન કરવા જોઇએ. આત્માને વળગેલાં જડરૂપ કર્મોનો ક્ષય ત્યારેજ થાય, કે જ્યારે તેના યોગે ઉપસ્થિત થયેલ શુભ અને અશુભના સંયોગને આત્મા આધીન ન થાય. સંપૂર્ણપણે આત્માથી કર્મનો સંયોગ ક્ષીણ ન થાય અને આ સંસારમાં જન્મ અને મરણ કરવાંજ પડે, તો સમાધિથી મરણ અને જ્યાં હો ત્યાં બોધિનો લાભ થાઓ, કે જેથી મારો આત્મા પરિણામે મુક્તિપદને સાધી શકે અને તે સિદ્ધ ન થાય ત્યાં સુધી આ સંસારમાં પણ મારા આત્માને દુનિયાનાં દુઃખો અને કર્મોનો સંયોગ સતાવે નહિ.

  

# [ ૨૦ ]

## સમાધિમરણ અને બોધિલાભ—

ટીકાકારમહર્ષિ શ્રી શીલાંકસૂરિજી મહારાજા, મંગલાચરણ કરતાં ફરમાવી ગયા કે–'આ તીર્થ હંમેશને માટે જયવંતુ વર્તે છે, કારણ કે–એમાં એક પણ અયોગ્ય વિચારને સ્થાન નથી અને એક પણ સુંદર વિચારનો ઇન્કાર નથી : એના સિદ્ધાંતો અનેક ભઙ્ગીથી એવી રીતે સિદ્ધ થયા છે કે–તેને સેવનાર આત્મા કર્મમળથી રહિત થઇ જરૂર મુક્તિપદે પહોંચે : માટે જ એ શાશ્વત્ છે, કેમકે–સત્યને શાશ્વત્ રહેવાનો હક્ક છે : એથી જ એ અનૂપમ છે અને સઘળા શ્રી જિનેશ્વર-દેવોથી શરૂઆતમાં નમસ્કાર કરાયેલું છે. આ તીર્થમાં આચાર, એ મૂખ્ય વસ્તુ છે.' એ આચારને જીવનમાં ઉતારવા માટે આપણામાં ભાવના બહુ સ્થિર હોવી જોઇએ : જો ભાવના સ્થિર ન હોય, તો આ આચાર જીવનમાં ઉતારવા બહુ કઠીન છે. અનાદિ કાલથી જેનો સંગ કર્યો તેને તજીએ તોજ આચાર જીવનમાં ઉતરે : એને મૂકયા વિના ઉતરી શકે તેમ નથી : માટે આપણે પ્રાર્થના સૂત્ર ( જયવીયરાય ) વિચારીયે છીયે. એ સૂત્રમાં જેની માગણી કરીએ છીએ, તેને ભાવનારૂઢ બનાવવી જોઇએ : એ ભાવનામાં એવા તન્મય બનવું જોઈએ કે–પરિણામની ધારા પ્રગટે કે જેથી સ્હેજે પ્રવૃત્તિ આવીને ઉભી રહે : આચાર સ્હેજે આવે. ભવનિર્વેદ, એ પહેલી માગણી : એ પણ ટકે ક્યારે ? માર્ગાનુસારિતા વિગેરે બધા પાછળના : ભવનિર્વેદ પછી આવે : કિન્તુ ભવનિર્વેદ પણ

ટકે કયારે? સદ્‌ગુરૂના વચનની સેવા અખંડપણે ટકે તો! એ સેવા હોય તોજ બધી વસ્તુ ટકે. ભવનિર્વેદ એ પાયો છે: વચનસેવા એ સાધન છે. ભવનિર્વેદ વિના વચનસેવાનો ભાવ પણ ન થાય. સદ્‌ગુરૂની અખંડિત વચનસેવા માગ્યા પછી, પ્રાર્થનાસૂત્રમાં એ માગણી છે કે:-' હે ભગવન્! ત્હારા શાસનમાં નિયાણાના બંધનનો તો નિષેધ છે, તો પણ હું નિયાણું કરૂં છું કે-' જ્યાં સુધી સંસારમાં રહું, ત્યાં સુધી ભવે ભવે મને તારા ચરણની સેવા હો!' શ્રી જિનેશ્વરદેવની ચરણસેવા મળે, એટલે બીજા બધા ગુણો તો સહજ છે. ત્યાર પછીની છેવટની માગણી દુઃખનો ક્ષય: એના માટે કર્મનો ક્ષય: અને જ્યાં સુધી મરવાનું છે ત્યાં સુધી સમાધિમરણ, તથા જ્યાં જાઉં ત્યાં બોધિલાભ! સમાધિ મરણ કોને થાય? જેવો આત્મા તેવું મરણ. શાસ્ત્ર મુનિના મરણને 'પંડિત મરણ' કહે છે, શ્રાવકના મરણને ' બાલ પંડિત મરણ ' કહે છે, અને બીજાના મરણને 'બાલ મરણ' કહે છે. પંડિતાઈ કયી? જેટલા પ્રમાણમાં પાપથી વિરામ પામ્યા હોય તે. જે વસ્તુ આત્માને મૂંઝવતી હતી, તેના સંગથી સર્વથા મુનિ ખસ્યા, માટે એમનું મરણ-તે 'પંડિત મરણ:' દેશવિરતિ શ્રાવક અંશે ખસ્યા, માટે એમનું મરણ તે 'અંશે પંડિત મરણ' તથા બાકીના-' અંશે બાલ મરણ!' અને બીજા બધા સંસારના સંગમાં બેઠા છે, માટે એમનું 'બાલ મરણ!' આપણો મુદ્દો એ છે કે-' પંડિતાઇ શું ચીજ છે એ સમજો.' કોરી બુદ્ધિ એ શુષ્ક બુદ્ધિ છે: બુદ્ધિ સંસ્કારી અને ફલવતી જોઈએ: અસંસ્કારી અને ફળ વગ-

રની બુદ્ધિ કામની નથી. જેટલી ચીજો આત્માને ઘાતક છે, તે બધાથી આત્માએ અલગ થવાનું છે. બુદ્ધિના ઉપયોગની ત્યાં જરૂર છે. અલગ થવું પડે એમાં કિંમત નથી, પણ આત્મા સ્વયં અલગ થાય એમાં કિંમત છે. સમ્યગ્દૃષ્ટિ આત્મા પણ ધારે તો 'સમાધિમરણ' સાધી શકે છે: કારણ કે-તે એ બધી વસ્તુને તજવા યોગ્ય તો માને છે. સમાધિ મરણ શા માટે? એટલા જ માટે કે-ભલે આ જીંદગીમાં તો મમત્વ ન છૂટયું, પણ પરંપરા સાથે ન આવે: મોહની આધીનતાના યોગે આત્મા જીંદગી સુધી તો ત્યાગ ન કરી શકયો અને લેપાયો, પણ જતી વખતે તો એ લેપ છોડવો છે કે સાથે લઇ જવો છે? બધી સામગ્રી તો અહીં રહે-વાની છે: તો એના યોગે નિરર્થક લેપ સાથે આવે એવી મૂર્ખાઈ કોણ કરે? મહેનત કરવા છતાંય એ ચીજો જો સાથે નહિ આવે, તો વળી પાછળના પાપની ભાગીદારી કાયમ રાખવાની મૂર્ખતા કોણ કરે? પણ એ કયારે બને? એ હેય છે-એના સંસર્ગથી અહિત છે, એવી બુદ્ધિ થાય તો ને! ત્યારે માગણી એ કે-'જયાં સુધી સંસારમાં રહું, ત્યાં સુધી ભવે ભવે તારા ચરણની સેવા: એને માટે દુઃખક્ષય, કર્મક્ષય-સંપૂર્ણ કર્મક્ષય ન થાય ત્યાં સુધી જે વારંવાર મરણ થાય તે સમાધિયુક્ત થાઓ અને જ્યાં જાઉં ત્યાં બોધિનો લાભ થાઓ!' જ્યાં જઇએ ત્યાં જે સામગ્રી મળે તેના સદુપયોગની બુદ્ધિ થાય તે બોધિલાભ: બોધિલાભ, સંસારના હેતુનેય મોક્ષનો હેતુ બનાવે છે: સંસારના હેતુને પણ ત્યાંથી ખસેડી મોક્ષના હેતુમાં યોજે છે: કોઇ ક્રિયા

સાધતાં સંસારનો હેતુ નડતો હશે તો તેને ઉલટાવી હાનિકર નહિ થવા દે: માટે બોધિલાભ હો. બોધિલાભ વિનાની આર્યદેશ, આર્યકુળ, આર્યજાતિ–વિગેરે સામગ્રી નકામી! શું એ વિના એ કામ પણ આપે? એ બધી સામગ્રી ફળે ક્યારે? બોધિલાભ હોય ત્યારે! બોધિલાભ જલ્દિ મળે, એમાં તન્મય થવાય, શ્રી જિનેશ્વરદેવના વચનમાં ઓતપ્રોત થવાય, તો તો મળેલી બધી સામગ્રી સફળ! શ્રી જિનેશ્વરદેવના વચન ઉપર પ્રીતિ થવા પહેલાં પણ પાપની ભીરૂતા આવવી જોઇએ. પાપનો ભય ન હોય તો શ્રી જિનેશ્વરદેવનાં વચન ગમેજ નહિ. જેને પાપનો ભય નથી, જેને ભવનો ડર નથી અને જેને સંસારના રંગરાગ તરફ અરૂચિ નથી, તેને શ્રી જિનેશ્વરદેવની વાણી ન ગમે. શ્રી જિનેશ્વરદેવની વાણી તો ક્યારે ગમે? જ્યારે ભવની અરૂચિ થાય ત્યારે! શ્રી જિનેશ્વરદેવનું વચન બધાને રૂચતું હોત, તો તો પછી જોઇએ શું? શ્રી જિનેશ્વરદેવના વચન ઉપર રૂચિ કેળવવા માટે તો આ બધા પ્રયત્ન છે.

## ઉપકાર પણ યોગ્યનોજ થઈ શકે છે.

હવે શ્રી આચારાંગસૂત્રના મંગલાચરણના બીજા શ્લોકને લઇએ છીએ. ભગવાન્ શ્રી વીરદેવે જગત્‌ના હિતની ખાતર, જરાય શંકાને સ્થાન ન મળે તેવા આ આચારશાસ્ત્રને કહ્યું છે. જગત્‌ના હિતની ખાતર–પ્રાણી માત્રના ભલાની ખાતર કહ્યું છે. આરાધક બુદ્ધિને ધરનાર કોઇ પણ પ્રાણી એવો નથી, કે જેનું આ આચારશાસ્ત્રથી હિત ન થાય: કારણ કે–આ આચાર એવો ઉત્તમ છે કે, જે જે આરાધક બુદ્ધિથી

સેવે, તેને તેને પવિત્ર બનાવે અને તે સેવનારના સહવાસીઓને પણ પવિત્ર બનાવે : આ આચારને સંપૂર્ણપણે જીવનમાં ઉતારનાર તરફથી પ્રાણી માત્રને અભયદાન મળે : આ આચારને સંપૂર્ણપણે અંગીકાર કરનાર તરફથી-એટલે સર્વવિરતિથી પ્રાણી માત્રને અભયદાન મળે: એ પવિત્ર આત્મા તરફથી એકેન્દ્રિયો પણ નિર્ભય બને : એકેન્દ્રિય જીવો માટે પણ એવી કાળજી છે કે-ભલે એનું ભલું આપણે ન કરી શકીએ, પણ આપણાથી તે જીવોને પીડા તો નજ થાય, કેમકે-ભલાનો આધાર તો સામાની યોગ્યતા ઉપર છે. એમાં ભલું કરનારનું એકલાનું ચાલતું નથી. શ્રી તીર્થંકરદેવ જેવા ઉપકારી પણ, સાંભળવાની તાકાત વગરના અસંજ્ઞીપર, તેમજ દુર્ભવી કે અભવિ ઉપર શો ઉપકાર કરી શકે ? ભલું કરવાની ભાવના તો ઉંચામાં ઉંચી, પણ સામમાં યોગ્યતા હોય તો ભલું કરી શકાય. અકિંમતી ચીજને કારીગર કિંમતી બનાવે, પણ ચીજમાં યોગ્યતા તો હોવી જોઈએ ને ? લાકડાની ગાંઠ લાવીને કારીગર પાસે મૂકે, તો કારીગરનાં હથીયાર પણ ભાગી જાય : ત્યાં કારીગર શું કરે ? સામો આત્મા ઉપકારને યોગ્ય હોય તો ઉપકારી ઉપકાર કરી શકે. 'सर्वेषां शुभं भवतु'-'સર્વનું શુભ થાઓ!'-ભાવનામાં તો આ હોય, પણ એ ભાવનાનો અમલ અયોગ્ય ઉપર કદી થયો નથી, થતો નથી અને થવાનો પણ નથી. જો એમ અમલ થતો હોત, તો શ્રી તીર્થંકરદેવ કોઈને છોડીને જાતજ નહિ. બધાને મુક્તિએ પહોંચાડવા જ એ તો ઇચ્છતા હતા, પણ એમણે જોયું કે-ઉપકાર તો અમુક

ઉપર જ થાય: યોગ્યતાના પ્રમાણમાં જ થાય. 'ગણધર અગ્યારને જ કેમ બનાવ્યા? બીજાને કેમ નહિ?' ઉત્તર એજ કે-'અન્યમાં તેવી યોગ્યતા નહોતી.'-'અમૂકને મુનિબનાવ્યા, અમૂકને કેમ નહિ?'-અહીં પણ એજ ઉત્તર કે-'યોગ્યતા નહોતી.' એ ખરૂં કે-યોગ્યતાને ખીલવવા માટે શ્રી તીર્થંકરદેવ અપૂર્વ નિમિત્ત છે: એવું નિમિત્ત દુનિયાભરમાં બીજું એક પણ નથી: જેટલાં નિમિત્તો છે, તેને સેવવાં જોઇએ અને તે દ્વારાએ યોગ્યતા કેળવવી જોઇએ. શ્રી તીર્થંકરદેવ કાંઈ હાથોહાથ કેવલજ્ઞાન આપતા નથી. એટલા માટે તો કહેવાય છે કે-'કેવળજ્ઞાન ઉત્પન્ન થયું, પ્રગટ થયું"-પણ 'કોઇએ આપ્યું'-એમ નથી કહેવાતું: ઔપચારિક ભાષાથી 'આપ્યું'-એમ પણ કહી શકાય. કેવલજ્ઞાન આત્મામાં છે, પણ જડ કર્મના સંસર્ગથી દબાયેલું છે અને તેને કર્મના સંસર્ગથી રહિત થઈ પ્રગટ કરવાનું છે: તેથી તેને માટે યોગ્ય નિમિત્તોની ઘણીજ આવશ્યકતા છે, માટે ઉત્તમ નિમિત્તો. સેવવાં જ જોઇએ અને યોગ્યતા કેળવવી જોઇએ. નોકર મહેનત કરે તો શેઠ પગાર આપે, મહેનત વિના પગાર ન આપે, છતાં જેમ નોકર શેઠને 'દાતા' કહે એ ઉપચાર છે, તેમ જ્ઞાનીના નિમિત્તે કેવલજ્ઞાન મળે-તેના દાતા જ્ઞાનીને કહેવાય એમાં વાંધો નહિ, પણ એ ઔપચારિક ભાષા. વસ્તુતઃ તો ગુણો છે તેજ પ્રગટ કરવાના છે. તે પ્રગટ કરવા માટે જેટલાં નિમિત્તો અને સાધનો જે રીતે સેવવાં જોઇએ, તે રીતે ન સેવાય તો તે પ્રગટ ન થાય. સ્વાભાવિક શ્વેત વસ્ત્ર જો મલિન થયું હોય, તો તેના ઉપરનો

મલ જો થોડો હોય તો એકલા પાણીથી જાય, અધિક લાગ્યો હોય તો, સાબુથી જાય અને એથી પણ અધિક લાગ્યો હોય તો ખારમાં બાફવાથી જાય. કોઈ એમ કહે-'આત્માના ગુણો આત્મામાં છે, તો પછી બાહ્ય આલંબનની જરૂર શી ?' -તો એ આત્મા સમ્યગ્દર્શનથી ખસી જાય છે. માટે જે સાધનોથી કચરો ભરાયો હોય, તેનાં પ્રતિપક્ષી સાધનોદ્વારા કચરો ન કઢાય તો આત્મા મલીન રહે અને એ મલીનતા વધે. આપણો મુદ્દો એ છે કે-આત્મા ઉપકારને યોગ્ય ન હોય તો, ઉપકારીની ભાવના ગમે તેવી હોય તો પણ કાંઇ થાય નહિ ! પરન્તુ જેનો ઉપકાર ન થઈ શકે તેનું પણ 'ભૂંડું થાઓ '-એમ તો ભાવનામાંયે ન હોવું જોઇએ.

## પુર્વાચાર્યોની અપૂર્વ લઘુતા.

ટીકાકારમહર્ષિ કહે છે કે-પ્રાણી માત્રના ભલા માટે આ આચાર શાસ્ત્રને ભગવાન્ શ્રી મહાવીરદેવે જેવી રીતિએ કહ્યું, તેવીજ રીતિએ કિંચિત્ હું કહું છું. મૂળ આ શાસ્ત્ર કહ્યું કોણે ? ભગવાને. એમણે કહ્યું કેટલું બધું ? પારાવાર. માત્ર ત્રણ પદથી દ્વાદશાંગી રચવાની શક્તિ ધરનારા ગણધરદેવો પણ પ્રભુના કથનને ઝીલાય તેટલું ઝીલે છે. શ્રી ગણધરદેવોનું સામર્થ્ય કેટલું ? એ આત્માઓ પૂર્વે એવી આરાધના કરીને આવેલ હોય છે-એવો જ્ઞાનનો ખજાનો સાથે લઇને આવેલ હોય છે અને એમનો આત્મા એવો નિર્મળ બની ગયેલો હોય છે કે-માત્ર ત્રણ પદ ઉપરથી જ એક અંતર્મુહૂર્તમાં એઓ શ્રી દ્વાદશાંગી રચે છે. પ્રભુના અગીઆરે ગણધરોએ એ મુજબ શ્રી દ્વાદશાંગીની રચના કરી છે.

(પ્રશ્ન૦ બ્રાહ્મણમાંથી આવેલાને ?)

હા, ભણેલા ઘણું હતા : માત્ર ખામી ચાવીની હતી ! જ્ઞાનની દિશા પલટાઇ ગઈ : ત્રણ પદમાં વસ્તુ માત્રનું સ્વરૂપ જાણી લીધું : પૂર્વની સામગ્રીના યોગે એવા તૈયાર હતા કે–આ ત્રણ પદ સાંભળે ને બધાં દ્વાર ઉઘડી જાય. ભગવાન્ ' **उपन्नेइ वा, विगमेइ वा, धुवेइ वा** '–આ ત્રણ પદ કહે, એ ઉપરથી શ્રી ગણધરદેવો અંતર્મુહૂર્તમાં દ્વાદશાંગી રચે. સંપૂર્ણ વિવેચન કરવાની તાકાત તો ચૌદ પૂર્વીની પણ નથી હોતી. શ્રી ગણધર ભગવાનનું જ્ઞાન અતિશાયી હોય છે. ટીકાકારમહર્ષિ કહે છે કે–મારે કહેવાનું તો એજ, પણ હું કાંઈ બધુંય કહી શકું ? ના. કહેલું તે ત્યાંનું, પણ જેટલું કહ્યું તેટલું કહેવાની મારી તાકાત નથી–પણ જે કાંઈક કહું છું તે મારૂં નથી : કારણ કે—મારામાં જે આવ્યું છે તે ત્યાંથી આવ્યું છે. વાત પણ ખરી છે કે–' હવાડામાં પાણી આવે કયાંથી ? ' કહેવું જ પડે કે–' કુવામાંથી.' હવાડો એમ કહે કે–'હું પાણીનું ઘર'–તે કાંઈ ચાલે ? કુવાને બંધ કરો અને પછી હવાડામાં જૂઓ, એટલે માલૂમ પડી જશે કે–' પાણી હવાડામાંનું છે કે કુવામાંનું ? ' આથી જ ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે–'હું કહું છું તે મારૂં નથી પણ પ્રભુનું કહેલું છે : એટલું જ નહિ પણ પ્રભુએ કહેલામાંથી પણ કિંચિત્ માત્ર જ છે !' કહો કેટલી લઘુતા ? મહાપુરૂષોમાં આજ સદ્દગુણ હતો. આ સદ્દગુણથી જ જૈનશાસનની તેઓ સેવા કરી શકયા છે. હરેક મહાપુરૂષે પૂર્વપુરૂષોનેજ ભળાવ્યું : પોતાનું ઉમેરણ જરા પણ ન કર્યું. શ્રી જિનેશ્વરદેવના શાસ-

નમાં દોઢડાહ્યા ન ખપે : ડાહ્યા ખપે : બહુ ડાહ્યા ન હોય તે પણ ખપે : પણ દોઢ ડાહ્યા તો નજ ખપે, કારણ કે—એ તો મારી જ પાડે. ડાહ્યો તો હોય તેવું જ કહે, ન સમજે તો હોય તે સાચવી રાખે, પણ પેલો તો ડહોળવાનું જ કામ કરે : એટલે એ ન પાલવે. જૈનશાસનની સુંદરતા જળવાઈ રહી છે તેનું કારણ ઉપર કહી આવ્યા તે સદ્‌ગુણ જ છે. પૂર્વના મહાપુરૂષો તો કહેતા કે—'કયાં એ મહાપુરૂષો અને કયાં અમે ? શ્રી જિનેશ્વરદેવો તો રાગદ્વેષરહિત ! એ શા માટે જૂઠું કહે ? ન સમજાય તો અમારી મતિની મંદતા અને એ મતિની મંદતાના યોગે ન સમજાય, માટે એ ખોટું—એમ કહેવાનો અમને અધિકાર નથી જ ! આવી ભાવનાવાળા આત્મા સાંભળે, વિચારે, મનન કરે અને પછી બીજાને આપે. પૂર્વાચાર્યોએ આવી સુંદરતા ન રાખી હોત, તો આ ટકત નહિ. જો કે ગયું ઘણું, પણ રહ્યું તે તો એ ઉપકારી પુરૂષોએ એવું સાચવ્યું છે કે—ન પૂછો વાત ! બુદ્ધિભેદ પડયો ત્યાં ડહોળ્યું નહિ, પણ 'तत्त्वं ते विदन्ति'—'તત્ત્વ તેઓ જાણે—કેવળી મહારાજ જાણે'—એમ કહી ત્યાં ભળાવ્યું. કહો, કેટલા નિરભિમાની ? એઓમાં એવું અભિમાન—રહિતપણું હોવું જ જોઇએ, નહિ તો કેવળજ્ઞાનથી જોવાયેલી વસ્તુને છદ્મસ્થો ડહોળે તે કયાં સુધી ચાલે ? કેવળ આગમથીજ જ્ઞેય એવા પદાર્થો, હેતુથી જણાવવા માગે તે પણ મિથ્યાદૃષ્ટિ. કેટલાય પદાર્થોમાં કે જ્યાં યુક્તિ ન ચાલે, ત્યાં યુક્તિ કરવાનું ડહાપણ ન કરાય.

* * * *

શ્રી ટીકાકારમહર્ષિ કહે છે કે-જે કાંઈક કહેવાય છે તે તેજ કહેવાય છે કે જે ભગવાન્ શ્રી મહાવીરદેવે કહેલું છે. ટીકાકાર મહર્ષિ વધુમાં કહે છે કે-'ભગવાન્ શ્રી મહાવીરદેવે કહેલું કહું છું, માટે મારી વાણીને ભગવાન્ પોતે જ પાવન કરો !' આથી સ્પષ્ટ જ છે કે-શ્રી જિનેશ્વરદેવના શાસનમાં મતિકલ્પનાને સ્થાન નથી. મતિનો ઉપયોગ પદાર્થોને સમજવા માટે છે, પણ આપણી મતિકલ્પનામાં ગોઠવાયેલા પદાર્થો એમાં ઘાલવાના નથી. સઘળા જ જૈન ગણાતા આ ભાવનાવાળા થઈ જાય, તો કેવો આનંદ આવે ? વસ્તુને જાણવા માટે બુદ્ધિનો ઉપયોગ કરવામાં વાંધો નથી : વસ્તુને સમજવા માટે-નિશ્ચિત કરવા માટે બુદ્ધિનો ઉપયોગ થાય, પણ શાસ્ત્રને ઉલટું સુલટું કરવા માટે નજ થાય. આગળ ચાલતાં ટીકાકાર મહર્ષિ ફરમાવે છે કે—

"शस्त्रपरिज्ञाविवरणमतिबहुगहनं च गन्धहस्तिकृतम् ।
तस्मात् सुखबोधार्थं, गृह्णाम्यहमञ्जसा सारम् ॥ १ ॥"

*

'શ્રી ગન્ધહસ્તિજીએ કરેલું 'શસ્ત્ર પરિજ્ઞા વિવરણ' અતિશય ગંભીર છે : તેમાંથી હું સુખપૂર્વક બોધ થાય તે માટે યોગ્ય રીતિએ સાર ગ્રહણ કરું છું.'

*

કેવી અને કેટલી લઘુતા ! આ લઘુતા આવવી સ્હેલી નથી. શાસ્ત્રના વચનમાં-સિદ્ધાંતના વચનમાં, આ લઘુતા લાવ્યા વિના છૂટકો નથી. અહીં પણ જો 'अहं-अहं' આવ્યું તોતો પછી ખલાસજ !

**જગત્‌ને અંધ બનાવનારો મોહરાજાનો મહામંત્ર-**

મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિવર ફરમાવે છે કે—

" अहं ममेति मंत्रोऽयं, मोहस्य जगदांध्यकृत् । "

*

' ખરેખર,-'**अहं**' અને '**मम**'-આ મોહરાજાનો મંત્ર જગત્‌ને અંધ બનાવનાર છે.'

*

આ મોહમંત્રમાં જગત્‌ને અંધ કરવાની અપૂર્વ તાકાત છે. આખું વિશ્વ એમાં મૂંઝાએલું છે. એ મોહ જો અહીં ઘુસે, તો પરિણામ ઘણુંજ ભયંકર આવે. ઉપકારી ગણાતો જ્ઞાની જો વિનીત ન બને, તો અપકારી જેટલું ભૂંડું કરી શકે, તેથી પણ અધિક જો તે ઉંધે માર્ગે જાય તો બૂરૂં કરે. મૂર્ખ તો જેમ ભલું ન કરી શકે, તેમ બહુ બૂરૂં પણ ન કરી શકે. પણ ડાહ્યો, ભણેલો-ગણેલો, વાંકો થાય તો તો ગજબ કરે. માટે શાસ્ત્રકાર મહર્ષિઓ કહે છે કે-'જ્ઞાની વિનીત જોઇએ !'-એટલે કે અષ્ટકર્મના ક્ષયમાં પ્રયત્નશીલ જોઈએ. જેને પોતાના આત્માને લાગતાં કર્મબંધનોનો ભય નથી, તેને જ્ઞાની કોણ કહે ? જેને પોતાના આત્માનું ભાન નથી, પોતાના આત્માની દયા નથી, પોતાના હિતાહિતની ખબર નથી, તે જ્ઞાનીજ નથી. જેની પ્રાપ્તિથી રાગાદિ દોષ વધે તે જ્ઞાનજ નથી : જ્ઞાની તો 'અહં' અને 'મમ' થી વેગળો થતો જાય.

(પ્રશ્ન૦ હું શાસનનો અને મારૂં શાસન-એમ કહેવાય કે નહિ ?)

એ જરૂર કહેવાય. ‘અહં’ અને ‘મમ’ ભાવની વાત તે પૌદ્‌ગલિક ભાવની છે અને અહીં પૌદ્‌ગલિક ભાવનોજ નિષેધ ચાલે છે. આત્મીય ભાવનો વાંધો નથી. ‘ભવમાં અને મોક્ષમાં સમાન સ્થિતિ’–એ દશા તો ઘણી દૂર છે: એ દશા ન આવે ત્યાં સુધી તો પ્રશસ્ત વસ્તુઓ તરફનું મારાપણું અખંડિતજ હોવું જોઇએ. સમ્યગ્‌દૃષ્ટિ આત્મામાં તો મારાપણું અસ્થિમજ્જાવત્ હોય, એમાં જરા પણ શંકા નહિ. એ સર્વત્ર ભળે નહિ. એનામાં ખોટું હાજીયાપણું હોયજ નહિ. તે બધે ‘હાજી–હાજી’ કરનાર બનેજ નહિ અને એવા હાજીયાઓની સજ્જન સમાજમાં એક ફુટી કોડી જેટલી પણ કિંમત નથી–એ વાત નક્કી છે. ખોટી ‘હાજી’ કરનારો પોતે તો હણાય છે અને બીજાને પણ હણે છે. ખોટી હાજી કરનાર ભલે મનથી માને કે–‘મને ખુરશી મલી, મને માન મળ્યું’–પણ બધા એને મનમાં તો ઓળખે કે–‘આ હાજીયા છે, પણ વિશ્વાસપાત્ર નથી. સમ્યગ્‌દર્શન, એ એવી વસ્તુ છે કે–જે દરેક વસ્તુનું વસ્તુ તરીકે ભાન કરાવે! ત્યાં ખોટું હાજીયાપણું હોયજ નહિ.

**સાચું સમજાય તો ધાર્યું કામ થાય.**

સમ્યગ્‌દર્શન, આત્મગુણનાશક દુશ્મનને દુશ્મન તરીકે ઓળખાવે: એની પાસે રહેવા જેવું નથી–એવું સાચું ભાન કરાવે: સમ્યગ્‌જ્ઞાન દુશ્મનનું સ્વરૂપ સ્પષ્ટપણે સમજાવે: અને સમ્યક્‌ચારિત્ર દુશ્મનથી દૂર ખસેડે! સમ્યગ્‌દર્શન, સમ્યગ્‌જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર–એ ત્રણે મોક્ષનો માર્ગ

છે! પૌદ્ગલિક ભાવ, એ આત્માનો દુશ્મન છે,–એની ઝાંખી સમ્યગ્દર્શન કરાવે: જ્ઞાન, જ્ઞાનનું તથા જ્ઞાની પુરૂષોની નિશ્રાનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવે: અને ચારિત્ર, દુશ્મનને ઝાપટીને દૂર કાઢે. આ રીતિએ ત્રણે આત્મા સાથે વળગેલ આઠે કર્મનો ક્ષય કરી મુક્તિપદે પહોંચાડે. સમ્યગ્દર્શન, દુનિયાની સારી કે નરસી સઘળી વિષયકષાયને વધારનારી સામગ્રીને ખરાબ તરીકે ઓળખાવે, એટલે સમ્યગ્દૃષ્ટિ આત્માને તો બંગલા પણ કેદખાનાં લાગે. સમ્યગ્દૃષ્ટિ આત્મા દુનિયાના સ્નેહીસંબંધી સાથે બોલે, ચાલે, વર્તે, પણ હૈયામાં–'એ અમારાં નહિ અને હું એમનો નહિ'–આવી બુદ્ધિ આવીજ જાય: આ બુદ્ધિ આવ્યા વિના રહેજ નહિ. દેખતા આદમીને દીવો સળગ્યા પછી ખાડો કે ટેકરો ન ન દેખાય એ બને? સમ્યગ્દર્શન આત્માને હાનિ કરનારી વસ્તુનું નિ:શંક ભાન કરાવે: આથી સમ્યગ્દૃષ્ટિ આત્માને દુનિયાના સઘળા પદાર્થો તરફ અરૂચિ થાય! સમ્યગ્દૃષ્ટિ આત્મા સ્વપરનું ભલું કરી શકે છે, કારણ કે–એનો વિવેક ઉમદા હોય છે.

*

એક રાજાનો સુબુદ્ધિ મંત્રી હતો. તે વિચાર કરે છે કે–'પગાર ખાઇને રાજકારોબાર વિગેરે કામકાજ તો બધા કરે એમાં નવાઇ નથી: પણ હું સમ્યગ્દૃષ્ટિ સેવક છતાં મારો માલીક મિથ્યાદૃષ્ટિ રહી જાય તો મને કલંક.' રાજાની મંત્રી પ્રત્યેની અને મંત્રીની રાજા પ્રત્યેની, સંતાનની માબાપ પ્રત્યેની અને માબાપની સંતાન પ્રત્યેની તથા પતિની

પત્નિ પ્રત્યેની અને પત્નિની પતિ પ્રત્યેની સાચી ફરજ શી છે ?–તે બરાબર સમજો. સાચી ફરજ કોણ સમજી શકે ? જે આત્મા સમ્યગ્દૃષ્ટિ બને તે. પરસ્પરની વાસ્તવિક ફરજ જો સમજાઇ જાય, તો ધાર્યું કામ થઇ જાય.

## શ્રી મૃગાવતીજી માફક ફરજ બજાવવી જોઇએ.

સમ્યગ્દૃષ્ટિ આત્મા પોતાના આશ્રિત પ્રત્યેની, વડિલ પ્રત્યેની અને પૂજ્ય પ્રત્યેની બધી ફરજ વિચારે. ભગવાન્ શ્રી મહાવીરદેવના શાસનમાં પહેલાંજ સાધ્વી શ્રીમતી ચંદનબાલાજીએ પોતાની શિષ્યા શ્રીમતી મૃગાવતીજીને એક વખત ઠપકો દીધો. શ્રીમતી મૃગાવતીજીએ બુદ્ધિપૂર્વક ગુન્હો કર્યો ન હતો, પણ એ વાત ખરી કે–અનુપયોગથી પણ ગુન્હા જેવું બની ગયું એ દૃષ્ટિએ ગુન્હો ગણાય. ગુન્હો હતો નહિ, ગુન્હો કર્યો હતો નહિ, ગુન્હાની બુદ્ધિ પણ ન હતી, સ્થાન પણ ગુન્હો થાય તેવું નહોતું, ખૂદ ભગવાન્ સમવસરણમાં વિદ્યમાન હતા ત્યાં વિકાર તો સંભવે નહિ, અરે વિકાર હોય તે પણ જાય, છતાં આચાર તો હોય તેજ ઘટે : માટે એ ગુન્હાનો ઉપાલંભ દેવામાં આવ્યો. શ્રીમતી ચંદનબાલાજી ગુરૂણી છે અને શ્રીમતી મૃગાવતીજી શિષ્યા છે. સૂર્ય–ચંદ્ર મૂળ વિમાને પ્રભુને વાંદવા આવ્યા, એ પ્રસંગની આ વાત છે. શ્રીમતી ચંદનબાલાજીએ શ્રી મૃગાવતીજીને ઠપકો દીધો. એ ઠપકો એટલા પૂરતો હતો કે–ફરીને આવો પ્રમાદ ન થાય. શ્રીમતી ચંદનબાલા તો બે શબ્દ કહેવા જોગા કહી નિદ્રાગ્રસ્ત થઇ ગયાં, કેમકે–એમના મનમાં બીજું કંઇ હતું જ નહિ : પણ મૃગાવતીજીને એમ

લાગ્યું કે-'ગુરૂણી ગુસ્સે થયાં, મારાથી બોલતાં નથી, હું શિષ્યા, મારી ફરજ કયી?' જૂઓ, ફરજનો વિચાર સમજો. 'ગુરૂણીને કષાયમાં જોડવાની મારી ફરજ હોય? મારી ખાતર ગુરૂણીજીની આ દશા? ગુરૂણીજીને મારે તેમના સંયમમાં સહાયક યા સેવક બનવું કે આવી રીતે કષાય ઉત્પન્ન કરાવવો? બસ, જ્યાં સુધી ગુરૂણીજી બોલે નહિ, ત્યાં સુધી એમના પગમાંથી મારે માથું ઉચકવું નહિ.' પગમાં માથું મૂકી ક્ષમાપના કરવા માંડી. એવી ક્ષમાપના કરી કે-ક્ષપકશ્રેણિએ ચઢી કેવલજ્ઞાન પામ્યાં. આ ફરજ અને ફરજ બજાવવાનું આ પરિણામ. સમ્યગ્દ્રષ્ટિને ફરજ બજાવતાં બીજાને લાભ થાય કે ન થાય, પણ પોતાને તો અવશ્ય થાયજ. સામો આત્મા પણ જો સુયોગ્ય હોય તો સામાને પણ જરૂર લાભ થાયજ. આ તો સામે પણ શ્રીમતી ચંદનબાલાજી છે, એટલે પછી પૂછવાનું જ શું? શ્રી મૃગાવતીજી ગુરૂણીના ચરણકમલમાં જ સ્થિર છે. એટલામાં જ ગુરૂણીજી તરફ આવતા કૃષ્ણ સર્પને જોયો: તે સર્પ શ્રી ચંદનબાલાજીના હાથે ડસી ન જાય, માટે હાથ ઉંચકીને સંથારામાં મૂકયો, કે તરત જ શ્રી ચંદનબાલાજી જાગી ગયાં અને પૂછયું-"કેમ મારો હાથ ઉંચકયો?" ઉત્તરમાં શ્રી મૃગાવતીજીએ સર્પ હોવાનું જણાવ્યું.

**શ્રી ચંદનબાલા૦** 'આવી અંધારી રાત્રિમાં સર્પ જોયો શી રીતે?'

**શ્રી મૃગાવતી૦** 'આપની કૃપાથી.'

જૂઓ, કેટલી મર્યાદા! કેવલજ્ઞાન થયું છે, છતાં પણ

એ વાત કહેતાં નથી. અને ઉલટું કહે છે કે-'આપની કૃપાથી!' કેવી સુંદર મર્યાદા છે?

**શ્રી ચંદનબાલા૦** 'શું જ્ઞાન થયું?'

**શ્રી મૃગાવતી૦** 'એમજ.'

**શ્રી ચંદનબાલા૦** 'કયું જ્ઞાન? પ્રતિપાતિ કે અપ્રતિપાતિ?'

**શ્રી મૃગાવતી૦** 'અપ્રતિપાતિ.'

તરત શ્રીમતી ચંદનબાલાજી ઉભાં થઇ જાય છે અને કેવલીની આશાતના કરી તે બદલ ક્ષમા માગે છે: અને ક્ષમાપનામાંથી ભાવનાએ ચઢતાં ક્ષપકશ્રેણિના યોગે કેવલજ્ઞાન ઉપાર્જે છે. ફરજનું સ્વરૂપ સમજો. ઉદ્વેગને શમાવવાની ફરજ બજાવી તો કેવો લાભ થયો? આનું નામ ફરજ! સમ્યગ્દષ્ટિ આત્મા, આશ્રિત, વડિલ અને પૂજ્ય પ્રત્યેની ફરજ સમજીને તે મુજબ વર્તે. ફરજ સમજ્યા વિના વેઠની જેમ કામ કરે, એ કાંઇ ફરજનું પાલન નથી.

**માતાપિતા અને સંતાનની પરસ્પર ફરજ શી?**

સમ્યગ્દષ્ટિ એટલે સાચી દ્રષ્ટિવાળો કે દોષ વિનાની દ્રષ્ટિવાળો? ખોટાથી આઘો રહેનાર અને સાચાની નજીક જવાનો પ્રયત્ન કરનાર: તથા ખોટાના ફંદામાં ફસાયો હોય-ખોટાની જાળમાં જકડાયો હોય, તો પણ ત્યાંથી નીકળવાની ભાવના રાખનાર એ સમ્યગ્દ્રષ્ટિ! અરે કહોને, ઘરમાં રહેતો હોય છતાં ઇચ્છા તો છોડવાનીજ. આ ભાવના વિના સમ્યક્ત્વની સ્થિતિ નથી ટકી શકતી: સમ્યક્ત્વ સ્થિર નથી બનતું: અને શુદ્ધ પણ નથી થતું. આ ભાવના વિના સમ્યક્ત્વનો

વાસ્તવિક અનુભવ નથી થતો. હેય અને ઉપાદેયની ભાવનામાં જોઇતી લીનતા–એકતાનતા થઇ જાય, તો પૌદ્ગલિક પ્રવૃત્તિ એકદમ થવા માંડે. દુનિયાના પદાર્થો પ્રતિ થતી દ્રષ્ટિ જો અહીં થાય, તો તુરત કામ થઇ જાય. વ્યવહારમાં પણ અનુભવ થાય છે કે–દુનિયામાં જે વસ્તુને પોતાની માની, તેના પોષક અને સહાયક પ્રત્યે ભાવ જૂદો અને તે વસ્તુ પ્રત્યે વાંકી નજરે જોનાર પ્રત્યે ભાવ જૂદો! આ કોણે કરાવ્યો? કોઇએ કહ્યું હતું? તમને માલૂમ પડે કે–'કોઈ પૈસા લઈ જવા આવવાનો છે'–તો તરત પોલીસને ખબર આપો. આ કોણે સમજાવ્યું? કહો ને કે–'પૈસાના મોહે સમજાવ્યું.' એ દૃષ્ટિ અહીં થાય તો કાંઈ બાકી રહે? માતાપિતા, મિત્ર, વડિલ, આશ્રિત–બધા પ્રત્યેની ફરજને સમજી સમ્યગ્દૃષ્ટિ તે તે મુજબ વર્તે! ભગવાન્ શ્રી હરિભદ્રસૂરીશ્વરજી મહારાજા ફરમાવે છે કે—

" सति [illegible] धन्यः, सम्यग्दर्शनसंयुतः ।
तत्त्वश्रद्धानपुतात्मा, रमते न भवोदधौ ॥ १ ॥ "

*

'સમ્યગ્દર્શનની પ્રાપ્તિ થયા પછી, આ આત્મા ધન્ય બને છે અને તત્ત્વશ્રદ્ધાનથી પવિત્ર થયો છે આત્મા જેનો એવો સમ્યગ્દર્શનથી સહિત થયેલો તે આત્મા ભવસાગરમાં રમતો નથી.'

*

તીવ્ર અંતરાયના ઉદયથી ન નીકળી શકાય તો સમ્યગ્દૃષ્ટિ આત્મા સંસારમાં વસે, પણ સંસારમાં રમે તો નહિ જ: એ આત્માને સંસારમાં લ્હેર ન આવે:

સંતોષ ન થાય : રંગાય નહિ ! રમવા અને રહેવાનો ભેદ સમજો. કેદમાં કેદી રહે ખરા, પણ હૃદયથી આનંદ પામે ખરા ? નહિજ, ઉલ્ટા છૂટવાના દહાડા ગણે. કહો, તમે શાના ગણો છો ? આજે બાળક અભક્ષ્ય ખાય, કંદમૂળ ખાય, નાટક–ચેટક–સીનેમા જૂએ, જૂઠું બોલે, દગલબાજી કરે, હોટલમાં જાય, સીગારેટ ફુંકે–આ બધા માટે ઘણાં મા-બાપને દરકાર નથી. કમાતાં શીખ્યો એટલે કહે કે–'હુશીયાર.' વિચારો એવા બદલાઇ ગયા છે કે–'જ્યાં લક્ષ્ય અપાવું જોઇયે ત્યાં બીલકુલ અપાતું નથી.' કોઇ કહે કે–'તારો બાલક આમ કરે છે.' તો કહી દે કે–'બાલક છે.' અરે, ભલા આદમી ! જેનાથી એનો આ લોક અને પરલોક બગડે અને તારૂં બાલક સંસારમાં રખડે, એની તને ચિંતા નથી અને તું માબાપ ? આ કયી જાતનું માબાપપણું ? ? એ માબાપને જૈનશાસન સાચાં માબાપ તરીકે શી રીતે લેખે ? ? ? વ્યવહારથી જન્મદાતા અને શરીરના પાલક તરિકે માબાપ કહેવાય, પણ હિતૈષી તરીકે માબાપમાં ભાવના કયી હોવી જોઇએ ? બાલક જૂઠું બોલે, ચોરી કરે, ટંટો ફીસાદ કરે અને એની દરકાર ન કરે એ માબાપ ? માસ્તર છોકરો રમે છે કે ભણે છે એની દરકાર ન કરે અને ખુરશીપર બેઠો હવા ખાય, એ માસ્તર એ ખુરશી ઉપર કયાં સુધી ટકે ? બહુ ટકે તો બાર મહિના : પરીક્ષક આવે અને પરિણામ ખરાબ દેખે કે તરત ડીસમીસ કરે. ત્યાં તો ડીસમીસ કરનાર છે, પણ આવાં માણસને ડીસમીસ કોણ કરે ? આજના માબાપ ઉપર કોઇનો અંકુશ છે કે નહિ ? જે અંકુશ છે તેને તો માનવો નથી ત્યાં શું થાય !

શાસ્ત્ર કહે છે કે-સાચી સ્વતંત્રતા શું છે તે સમજો. દબાણુ મૂકવું ત્યાં દુઃખી કરવાનો આશય નથી. દુઃખી ન થાય એ હેતુએ થતું દબાણુ, એ દબાણુજ નથી. કુપથ્યને ખાતા દરદીથી કુપથ્ય સંતાડવું પડે અગર પ્રસંગે દરદીને બાંધી પણ રાખવો પડે, તો તે દરદીને હેરાન કર્યો કહેવાય ? નહિજ. કોઇ પૂછે કે-'કેમ બાંધ્યો છે ?' તરત હિતૈષી કહે કે-'ભાઇ ! દરદી એવો છે કે દોડી દોડીને કુપથ્ય ખાય છે, માટે એના ભલા માટે બાંધ્યો છે.' ફરજ સમજાતી નથી એનું જ આ દુષ્ટ પરિણામ છે. દરદી રૂએ છતાં કુપથ્ય ન આપે એ માબાપ ઘાતકી કહેવાય ? દરદીનાં આંસુ ખાતર કુપથ્ય ખવરાવે તો એ માબાપને કેવાં કહેવાય ? કહોને, તમે તો માબાપ છો ! માબાપ માબાપપણું ભૂલે અને સંતાન સંતાનપણું ભૂલે તો પરિણામ શું આવે ? આ બધું શાથી ? સમ્યકૃત્વ શિથિલ થવા માંડ્યું માટે : સ્વપરનો વિવેક ભૂલાવા લાગ્યો એથી : જૈનપણાના સંસ્કાર ઢીલા પડી ગયા માટે : જૈનપણું આવી જાય તો આ દશા હોય ? જૈનના ચોવીસે કલાક ખ્યાલ કેવા હોય ? જાતે જૈન ખરા, પણ ભાવના કયી ? સાચા દીકરા તો વિચારે કે-'અમારા જેવા દીકરા અને માબાપ વિષયકષાયમાં લીન રહે અને ધર્મ ન આરાધે તો અમે દીકરા શાના ? એઓ ધર્મ કરે એવી યોજના અમારે કરી આપવી જોઇએ.' અને સાચાં હિતૈષી માબાપ પણ વિચારે કે-' અમારા દીકરા વિષયકષાયમાં લીન રહે, શ્રી જિનેશ્વરદેવના અનુયાયી ન બને, ગુરૂને કે આગમને માને નહિ, વ્યાખ્યાન સાંભળે નહિ અને ધર્મારાધન કરે નહિ તો અમને કલંક !'

*

પણ કહો કે-આજે શી દશા છે ? કોઈ કહે કે-'તમારો દીકરો પૂજા કરવા જાય છે ?' તો તરત કહે કે-'ક્યાં જાય ? બાપડો લેશન કર્યા કરે છે.' વારૂ, પૂજા એ લેશન નહિ ? એ ફુરસદની રમત હશે કેમ ? અરે, કોઈ દિવસ નવરાશ હોય ને પૂજા કરવા કે સાધુ પાસે આવે, તોય કોઈ કોઇ માબાપ તો કહે કે-'પૂજા કરજે, સાધુ પાસે જજે, પણ રંગાતો ના :' રંગે કોણ ? માબાપ જ આમ કહે ત્યાં રંગાય ક્યાંથી ? હા, એનું ભાગ્ય હોય અને એકજવાર મૂર્તિનાં દર્શનથી કે સાધુના સહવાસથી એ પામી જાય તે વાત જૂદી, પણ માબાપે શું કર્યું ? માબાપે તો કહેવું જોઇએ કે-'શ્રી જિનેશ્વરદેવના પૂજન વિના, સંયોગ હોય તો સાધુનાં દર્શન-સમાગમ વિના, ને નિરંતર ભગવાનની વાણીના શ્રવણ વિના રહેવાય નહિ !' આ સંસ્કારો બાલ્યકાલમાં માબાપ નાખે, તો એ બાળક જો ત્યાગી થાય તો શાસનદીપક થાય અને ઘરમાં રહે તોયે કુલદીપક થાય : પણ આ સંસ્કાર ન નાખ્યા અને મરજી મુજબ ચાલવા દીધા, તો અહીં ( સાધુપણામાં ) તો ન આવે, પણ યાદ રાખજો કે-આડો ગયો તો તમને પણ સુખે જંપીને બેસવા નહિ દે. ધર્મસંસ્કાર વિનાનાં સંતાનો તરફથી માબાપને કેટલી તકલીફ વેઠવી પડે છે,-તે જરા તપાસ કરજો, પૂછજો ! ભયંકર દુઃખી થાય છે અને છેવટે કંટાળીને એમ બોલે છે કે-' અમે છતે દીકરે વાંઝીયા જેવાં છીયે. ' આ તો તમારા અનુભવની વાત છે ને ? અરે, કોઈ બોલતું હોય તો માબાપ કહી દે કે-' હમણે ન બોલશો, આવશે તો બેની ચાર ગાળ દેશે : એ તો બે

વખત ખાઇને બહાર ગયો સારો. શું કરીએ ? મહીને પચીસ પચાસ લાવે છે અને અમે ખાઈએ છીએ.' બહાર ગામ હોય તો કહે કે-'મહીને પચીસ મોકલે છે, બાકી એનું નામ દેવા જેવા નથી. દેવ, ગુરૂ અને ધર્મને પણ માનતો નથી.' જે દેવ, ગુરૂ, ધર્મને ન માને તે માબાપને કેવાંક માને ? હા, કાગળમાં શિરછત્ર-તીર્થસ્વરૂપ, બધું લખે, કારણ કે-આ કાળની એ કારમી સભ્યતા છે. વીસમી સદીની સભ્યતા, પૉઝીશન અને માર્મિક વાગ્જાળ-એ બધાં એટલાં ભયંકર છે કે-એમાંથી બચ્યા તે ભાગ્યવાન્ : એમાં ફસ્યા એના ભોગ ! સલામ નીચે ઝૂકી ઝૂકીને કરે, પણ હૈયામાં તો પાણીદાર કાતર ! તમારાં સંતાનોને સેવા કરનારાં બનાવવાં હોય, તો તમે એમને શ્રી જિનેશ્વરદેવનાં તથા નિર્ગ્રંથ ગુરૂદેવોનાં પૂજારી બનાવો : આગમનાં શ્રદ્ધાલુ બનાવો : અને ધર્માનુષ્ઠાનની પ્રીતિવાલાં બનાવો ! તમે એમ કહો કે-'ભૂખ્યા રહો, અમે પણ ભૂખ્યા રહીશું, પણ તમે આત્મહિતનાશક અનીતિ ન કરો. ગાડી-મોટરની જરૂર નથી. શ્રી જિનેશ્વરદેવના અનુયાયી બનો. કાચું કોરૂં ખાઈ ચલાવાય તે નભે, પણ ધર્મના વિરોધી બનો તે સહન ન થાય.' શ્રાવકનો દીકરો રાતે ખાવા માગે, રાતે પાન ચાવે, હૉટલમાં જાય, બીડી-સીગારેટ ફૂંકે, એ કેવી ભયંકર વાત છે ? અહીં આવવાની બાબતમાં કહે કે-'ટાઈમ નથી'-પણ નાટકમાં જવાનો ટાઇમ મળે : હૉટલમાં જવાનો ટાઇમ મળે. આ બધું શાથી ? માબાપ ફરજ ચૂક્યાં માટે ! શ્રાવકના દીકરાથી તો રાત્રે પાણી પણ ન પીવાય. આજે ચોવિહાર કરનારા કેટલા ?

**જૈનપણાના સંસ્કાર જાગ્રત કરો !**

શ્રી સુદર્શન શેઠની વાત અને એમની ખ્યાતિ સાંભળી શિર તો હલાવ્યાં, પણ શ્રાવક તરીકે તમારી કયી ખ્યાતિ ? પરનારીસહોદરપણું શ્રાવકને ન હોય ? હોય જ. શ્રી જિનેશ્વરદેવનો પૂજારી, નિર્ગ્રંથગુરૂદેવનો ભક્ત, જૈન ધર્મનો અનુયાયી —એમાં અનાચારનો દોષ હોય ? એ પરનારીસહોદર ન હોય ! એમાં અભક્ષ્યભક્ષણનો દોષ હોય ? વિચાર કરો કે-વર્તન શાં છે ? જૂઓ ઠામ ઠામ કે–આ શાથી ? સમ્યગ્દષ્ટિપણાના સંસ્કાર ગયા–ફરજ ભૂલાઈ એથી ! પહેલાં ઘરમાં જિનમંદિર હતાં, સવારે દરેક ઉઠીને પ્રભુનાં દર્શન કરેજ : ઘેર પૌષધશાળા હતી : સામગ્રી બધી તૈયાર. દરેકને ક્રિયા કરવાની જ ! માબાપો, વડીલો કહે કે-'પહેલું એ, પછી બીજું બધું !' એવી પ્રેરણા કરે. સંસ્કાર નાશ પામ્યા એથી આ બધું થયું. રાત્રે પાન ચાવે, હૉટલમાં જાય, ફાવે તેમ વર્તે અને કહેવાય પણ નહિ ? ત્યારે બધું ખાઓ–પીઓ એમ કહેવું ? ઓછામાં ઓછી સવારે નોકરશી અને સાંજે ચોવિહાર પણ ન બને ? જૈનકુલમાં ન છાજતા આચારો બંધ થાય અને છાજતા આચારોનું પાલન થાય, તો બધાજ અનાચારો બંધ થઇ જાય. આંખો ઉઘાડીને જરા શ્રાવકકુલોમાં જૂઓ કે–આજે શું શું થાય છે ? જૈનશાસનથી વિપરીત વસ્તુઓના પરિણામનો અભ્યાસ કરો, તો દોષો હસ્તામલકવત્ દેખાય.

* * *

મુનીમ ગમે તેવો હોય, પણ જ્યારે જમા-ઉધારમાં ગોટાળો કરે, પોતાના નામે રકમોની ભેળસેળ કરે, તો

તરત શેઠ બોલાવીને કહી દે કે-'ભાઈ! તું મુનીમ હુંશીયાર, પણુ મારે હવે ખપ નથી : કાલથી પેઢીપર આવીશ મા!' છોકરો પણુ રૂપીયા લોકો પાસેથી લાવી દેવું કરતો હોય, તો માબાપ નોટીસ છપાવે છે કે-'એને ધીરશો મા.' તો જૈનકુલથી વિરૂદ્ધ આચરણુ કરતા છોકરાઓ ઉપર માબાપ નોટીસ કાઢે કે નહિ ? મતલબ, દુનિયાના વ્યવહારની ગરજ છે, પણુ ધર્મની ગરજ નથી. ગરજ નથી, એમ તમને કહેવાય ? તમારા દોષ સાંભળીને તમે સહિષ્ણુ ન બનો તો હાલત શી થાય? સંવત્સરી પ્રતિક્રમણુમાં પણુ સાધુને ફીકર રાખવી પડે કે-કયારે વહેલા ઉઠાડાય, કારણુ કે-અંધારૂં થાય તો તો ગજબ કરે. કોઇ સારો માણુસ બીચારો જો એવાની પાસે ફસાય, તો એની તો બુરીજ દશા થાય. એનું કારણુ ક્રિયાનો રાગ નથી. 'મિચ્છામી દુક્કડં'-આવે એટલે ખોટો ઘોંઘાટ મચાવે : રમતીયાળ સ્વભાવ, રસ્તામાં પણુ છત્રી ઉલાળતા ચાલવાની ટેવ, પાનની પીચકારી મારવાની આદત, ચારે તરફ જોવાની ખાસીયત,-એ આદમીને આજે અણોજો પડયો ! ઉપવાસ કર્યો એટલે ઢીલો તો થયો હોય, એમાં ત્રણુ કલાક સુધીના પ્રતિક્રમણુમાં શાંતિથી બેસાય કેમ ? નક્કી કરીને જ આવે કે-'સાંભળવું-કરવું નહિ, ટીખળ કરવું.' કેટલાક તરફથી તો કટાસણુાની પણુ તે દિવસે જ શોધ થાય : ફાટલાં, તુટલાં, મેલાં લઈને આવે. લુગડાંના કટકાની મુહુપત્તિ બનાવી દે. ચરવલા તો કેટલાયની પાસે હોય જ નહિ અને કેટલાયની પાસે હોય તો એવા હોય કે-પુંજે તો ઉલટી જીવોને હાનિ થાય. ધર્મી આગેવાનોની ફરજ છે કે-આવી સામગ્રી પૂરી પાડવી અને સામાએ સાચવવી કે-ઉધેઇ ન ખાય. માબાપ

કહે કે–'શું કરીએ ? છોકરો મહીને પચાસ લાવે છે, ડીગ્રીધર છે. છટ નોન્સન્સ બોલતાં આવડે છે ?'– આટલું વિચારી કંઈ ન કહે, એ છોકરાનાં હિતૈષી કેટલા પ્રમાણમાં ? જૈન કુલમાં જો દોષ પ્રત્યે આમ બેદરકારી હોય, તો દુનિયામાં એના જેવો દુઃખનો વિષય એક પણ નથી. જે જૈનકુલમાં ઉંચામાં ઉંચા સંસ્કાર જોઈએ ત્યાં આ દશા ? 'તમારામાં અયોગ્ય વર્તન છે કે અભક્ષ્યભક્ષણ ચાલે છે'–એમ કહેતાં અમને આનંદ થાય એમ ? તમારામાંથી સમ્યગ્દર્શન અને તેને છાજતી પ્રવૃત્તિ જાય, એ જાણીને તો અમને ખેદ જ થાય. અમે કહીએ તે શાના માટે ? કેવલ હિતની ખાતર જ. કદી સંતાનને કહ્યું છે કે–'ભાઇ, તું આ ઘરે આવ્યો અને આ સાહ્યબી વિગેરે છે ત બધું પૂર્વનુ પુણ્ય છે તેના યોગે છે. જો તું ધર્મવિરૂદ્ધ વર્તનમાં પડી ગયો, તો તારા યોગે અમે પણ ભીખ માગવાના !' જેટલી તાકાત હોય તેટલી અજમાવી તમારાં સંતાનોને સુધારો : ન સુધારી શકો તો એમ કહો કે–માબાપ થવાને અમે લાયક નથી. પૂર્વના સમયમાં એકી સાથે હજારો સંયમી બનતા, દેશવિરતિ તથા સમ્યગ્દૃષ્ટિ પણ હજારો એકી વખતે બનતા, અરે હજારોને સાથે કેવળજ્ઞાન થતું અને હજારો એકે સમયે મોક્ષે જતા. શાથી ? સંસ્કાર સારા કે જેથી નિમિત્ત મળે કે તરત સ્વીકાર અને બેડો પાર ! આજ તો નિમિત્તને પણ લાત મારવા તૈયાર : શાથી ? સંસ્કાર ગયા તેથી ! સમ્યગ્દૃષ્ટિ 'હાજીઓ' ન બને : જેવું કહેવું ઘટે તેવું હિતને માટે કહે : મધુર પણ કહે અને કઠોર પણ કહે. દૃષ્ટિ એક જ કે– 'સામાના આત્માનું કલ્યાણ થાય.'

  

[ ૨૧ ]

## એક લોકોત્તર વિશિષ્ટતા.

ટીકાકારમહર્ષિ શ્રી શીલાંકસૂરિજી મહારાજા મંગલાચરણ કરતાં ફરમાવે છે કે–'આ તીર્થ જયવંતુ વર્તે છે, કારણ કે–એનામાં એક પણ અયોગ્ય વિચારને સ્થાન નથી, તેમજ એક પણ સુંદર વિચારનો ઈન્કાર નથી : એના સિદ્ધાંતો અનેક અપેક્ષાએ એવી રીતિએ સિદ્ધ થએલા છે કે–એને સેવનારો આત્મા કર્મમલથી રહિત થઇ મુક્તિપદને પહોંચી શકે છે. માટે જ એ શાશ્વત્ છે, અનૂપમ છે અને સઘળા શ્રી જિનેશ્વરદેવોથી શરૂઆતમાં નમસ્કાર કરાયેલું છે. આ તીર્થમાં આચાર એ મૂખ્ય વસ્તુ છે.' એ આચારને શુદ્ધ બનાવવા માટે, આપણી ભાવના બહુ જ ઉંચ્ચ કોટિની હોવી જોઇએ. એ ભાવના શુદ્ધ બની રહે માટે, પ્રાર્થનાસૂત્ર (જય-વીયરાય) દ્વારા શ્રી વીતરાગદેવ પાસે હમેશાં થતી માગણીઓ જોઈ આવ્યા.

*

એ માગણીમાં પહેલો ભવનિર્વેદ માગ્યો, કારણ કે–એના વિના પાછલના ગુણો આવી શકતા નથી. પછી ભવનિર્વેદના ટકાવ માટે માર્ગાનુસારિતા માગી : એમ એક પછી એક માગણી કરી : ઈષ્ટ ફળની સિદ્ધિ, લોકવિરૂદ્ધ કાર્યોનો ત્યાગ, ગુરૂજનની પૂજા અને પરાર્થકરણ,—એ બધું માગ્યું : એ બધાના ટકાવ માટે શુભ ગુરૂનો યોગ માગ્યો અને ભવપર્યંત શ્રી સદ્‌ગુરૂના વચનની અખંડ સેવા માગી : ભવાંતરમાં પણ

સેવાથી વંચિત ન રહેવાય તે માટે, સંસારમાં રહેવું પડે ત્યાં સુધી શ્રી વીતરાગદેવના ચરણની સેવા માગી : દુઃખનો ક્ષય માગ્યો, કર્મનો ક્ષય માગ્યો અને જ્યાં સુધી મોક્ષ ન થાય ત્યાં સુધી સમાધિમરણ માગ્યું તથા સર્વત્ર બોધિ-લાભની માગણી કરી. આ માગણીથી રંગાયેલો-આ ભાવ-નાથી તન્મય બનેલો આત્મા રસપૂર્વક વિપરીત આચાર કરે એ સંભવતું નથી. આટલું થઇ જાય તો ધૂનન યથાસ્થિત થાય. આત્મા ઉત્તમ ભાવનાથી રંગાય નહિ ત્યાં સુધી કામ થાય નહિ. અનંત વાર માનવજીવન આવ્યું અને ગયું : શાથી ? સંસ્કાર વિના ! એક વાર શુભ સંસ્કાર પડી જાય તો આ જીવન અનૂપમ છે. આ જીવનમાં જેટલી સામગ્રી છે, તેટલી બીજા જીવનમાં નથી, પણ જ્ઞાની પુરૂષની આધીનતા સ્વી-કાર્યા વિના તેની સફળતા નથી. અસ્તુ.—

*

ટીકાકારમહર્ષિ કહે છે કે-‘ હું જે કહું છું તે ભગવાન્ શ્રી વીરે કહેલું કહું છું : એ કહેલું પણ બધું નહિ પરન્તુ કિંચિત્ કહું છું : યત્કિંચિત્ જે કાંઈ કહું છું તે એમણે કહેલું જ કહું છું. આટલુંએ જાણ્યું તે એમના જ પ્રતાપે ! જે આચાર-શાસ્ત્ર જગત્ના કલ્યાણ માટે ભગવાન્ શ્રી વીરદેવે કહ્યું, તેને કંઇક મારી સ્મૃતિ-શક્તિ-બુદ્ધિ પ્રમાણે કહું છું. જે વાણીનો પ્રયોગ કરૂં છું તે ત્યાંથી મળી છે : તેને પણ પાવન એ તારક વિના બીજા કોણ કરે ? એ તો એ જ પાવન કરે. એમની છાયા વિના મારી વાણી નકામી છે : જે વાણીમાં એમની છાયા નથી-એમનો પ્રભાવ નથી, તે

વાણી નકામી છે. માટે આ વાણીને, તેજ જ્ઞાનના નિધિ પાવન કરો !' હજી ટીકાકાર પોતાની વધુ લઘુતા જણાવતાં કહે છે કે–'હું ગંધહસ્તિકૃત અતિ ગંભીર વિવરણના સારને ગ્રહણ કરૂં છું.' આથી સ્પષ્ટ છે કે-'ટીકાકાર મહર્ષિ ભગવાન્ શ્રી મહાવીરદેવની આધીનતા સ્વીકારવા સાથે પૂર્વાચાર્યોની પણ એટલી જ આધીનતાનો સ્વીકાર કરે છે.' જૈનદર્શનના ટીકાકારોની એ જ નિરભિમાન વૃત્તિએ, આજ સુધી શાસનને અખંડિત અને અવિચ્છિન્ન સાચવ્યું છે: આથી શ્રી જૈનદર્શનના જ્ઞાતાઓની અનેક વિશિષ્ટતાઓ પૈકીની, આ પણ એક લોકોત્તર વિશિષ્ટતા છે. શ્રી જૈનશાસનમાં કોઇ પણ સાચા અનુયાયિએ સ્વકલ્પનાને સ્થાન નથી આપ્યું. કારણમાં એ એમ માનતા કે-'મૂળ કહેનાર શ્રી સર્વજ્ઞદેવ છે, રચનાર વિશિષ્ટ જ્ઞાનીઓ છે અને પાછળના કહેનારા પણ એમને જ અનુસરનારા છે: માટે અમારી ફરજ એ છે કે–જ્ઞાની પુરૂષોએ કહેલી વાત હૃદયમાં ન ઉતરે તો તે ખોટી ન કહેવાય, એ ખામી કથનની નથી, પણ અમારી મતિની છે!' આવી સ્થિતિને લઇને જ શાસન ટકયું છે. આ લક્ષણ કોનું? સમ્યગ્દૃષ્ટિનું. એને તો એક જ વાત કે-'હું પૂર્ણ જ્ઞાની નથી, અધુરો છું, તેથી સંપૂર્ણ જ્ઞાનીની વાત મારી મતિમાં ન ઉતરે એ ખામી મારી છે, પણ જ્ઞાનીની નથી !' સમ્યગ્દૃષ્ટિની પાસે એક સુંદર ચાવી હોય છે. શ્રી જિનેશ્વરદેવ કેવા અને એ કહે શું, એ એ બરાબર જાણે. અતીંદ્રિય પદાર્થો એને નિર્ણિત ન થાય તો એ શ્રદ્ધાથી માને, પણ એના મુખથી બાકીની આજ્ઞા વિગેરેને લગતી વાતો એવી જ નીકળે કે–જે શ્રી

જિનેશ્વરદેવોના કથનને અનુસરતી જ હોય : ભલે પછી કહેવાનું પ્રમાણ ઓછું કે વધતું હોય. સમ્યગ્દષ્ટિની ભાવના, વિચાર અને આદર્શ ઘણા જ ઉંચા હોય ! સમ્યગ્દષ્ટિ આત્મા ગમે તે સંયોગમાં રહ્યો હોય, પણ પોતાને ફસાયેલો માને : એ વિચારે કે–'બંધન તોડવાનું સામર્થ્ય હોત તો જરૂર તોડત ! બંધનને હાનિકર સમજે. બંધનમાં રહ્યો છતાં સમ્યગ્દષ્ટિ પોતાની ફરજ ન ચૂકે, એટલું જ નહિ પણ બંધનને તોડવાની જ પેરવીમાં હોય.

## ઉપકારના બદલાના નામે અપકાર નજ થવો જોઇએ.

મંત્રીશ્વર શ્રી સુબુદ્ધિની વાત આપણે ગઇ કાલે શરૂ કરી છે : એ બાકી છે : એ રાજાના મંત્રી હતા. એમણે વિચાર્યું કે–'પગાર લઇને રાજતંત્ર ચલાવવું, એ તો બધા કરતા આવ્યા છે અને કરે છે : એમાં નવીનતા શી ? હું સમ્યગ્-દષ્ટિ છતાં જો મારો સ્વામી સન્માર્ગે ન આવે તો તે ઠીક નહિ.' આનું નામ ફરજ. 'ધન લેવું અને કામ કરવું, કામ કરવું અને વખત થયે પગાર લેવો'–માત્ર આ માન્યતા તો દુનિયામાં ફસેલાની જ હોય, પણ આ મંત્રીશ્વર તો દુનિયામાં તેવા ફસેલા ન હતા. દુનિયામાં રહેવું પડેલું માટે રહેલા તેથી તે ફરજ સમજતા. તેમને એમ થયું કે–'સ્વામીને સન્માર્ગે ન ચઢાવું તો હું સાચો સેવક શી રીતે કહેવાઉં ? કયો ઉપાય કરૂં કે જેથી મારો માલીક સન્માર્ગમાં જોડાય અને જ્ઞાનીના માર્ગે ચાલતો થાય.' રાજા પ્રત્યે મંત્રીની, મંત્રી પ્રત્યે રાજાની, પિતા પ્રત્યે પુત્રની, પુત્ર પ્રત્યે પિતાની, પતિ પ્રત્યે પત્નીની, અને પત્ની પ્રત્યે પતિની,–એમ પર-

સ્પરની ફરજો સમ્યગ્દૃષ્ટિ આત્મા સમજે. સમ્યગ્દૃષ્ટિ આત્મા પાપ કરે નહિ અને કરવું પડે તો કિંચિત્-થોડું : તે પણ રાચી-માચીને નહિ, પણ સંકોચાઇને અને કંપતે હૃદયે. આનંદ પામીને તો નહિ જ. કરતી વખતે પણ કંપે : કર્યા પછી પણ તેની નિંદા અને ગૃહાં કરે ! આવી સ્થિતિવાળા આત્માને બંધ કેટલો બંધાય ? વિરતિને હાલ બાજુ ઉપર રાખીએ. વિરતિ ન પમાય, મોડી મળે, વ્હેલી મળે, પણ પ્રભુના શાસનમાં આવનારને સમ્યક્ત્વ તો જોઈએ જ ને ? પ્રભુના શાસનમાં આવેલો આત્મા પાપથી વિરામ પામવાની તાકાતવાલો કદાચ ન હોય. પણ પાપથી કંપતો તો હોવો જ જોઇએ ને ? સમ્યગ્દૃષ્ટિની આ સ્થિતિ તો અવશ્ય હોવી જ જોઇએ. પાપ કર્યા પછી પાપની પ્રશંસા તો તે ન જ કરે. જો આ દશા આવે તો પ્રભુના શાસનને ઓળખી શકે. પાપ કરે, એની પ્રશંસા કરે અને પાપ કરીને પાપનાં બણગાં ફૂંકે, તો શાસનમાં આવ્યો અને ન આવ્યો,-એમાં તફાવત શો ? દુનિયામાં બધા જેમ ખાય, પીયે, પહેરે, ઓઢે અને રંગરાગ કરે છે-એમ જ તમે કરો તો તમારામાં વિશેષતા કયી ? વિચાર કરી જૂઓ તો ફરજનું ભાન જરૂર થાય. રાજકારોબાર (રાજકારભાર) કરતાં મંત્રીને રાજાના સન્માર્ગ-ઉન્માર્ગના વિચારની જરૂર શી ? બસ, કામ કરવું અને પગાર લેવો : પણ આ મંત્રીશ્વર સમ્યગ્દૃષ્ટિ હતા, એટલે પોતાની ફરજ સમજતા હતા. એમણે વિચાર્યું કે-'સ્વામી કોના ? મારા સ્વામી જો આવા જ રહી જાય, તો મને શોભતું ન ગણાય.' જ્યારે સમ્યગ્દૃષ્ટિ સેવક, સ્વામીની

આટલી ચિંતા કરે, તો પછીથી સમ્યગ્દૃષ્ટિ સ્વામિ પોતાના સેવકની કેટલી ચિન્તા કરે ? સેવક કરતાં સ્વામીની ફરજ મોટી છે. જૈનશાસનમાં માતાપિતા પણ દુષ્પ્રતિકાર્ય કહેવાય છે : એમના પણ ઉપકારનો બદલો વાળવો સ્હેલો નથી. માતા-પિતાને સન્માર્ગે યોજવામાં આવે, તો જ બદલો વાળી શકાય છે. તેમ માતાપિતા ઉપર પણ સંતાનને સન્માર્ગે યોજવાની ફરજ છે. જ્યારે સંતાનની પણ ફરજ એ છે કે-માબાપને સન્માર્ગે યોજે, તો માબાપની સંતાન પ્રત્યે શી ફરજ હોય તે વિચારો. માબાપનો ઉપકાર ન ભૂલાય-એમના બદલાનો ઈન્કાર ન થાય-ઉપકારનો બદલો વાળવો અતિશય જરૂરી, પણ ઉપકારના બદલાના નામે અપકાર થતો હોય તે જે ન વિચારે, તે સમ્યગ્દૃષ્ટિ કે મિથ્યાદૃષ્ટિ ? સમ્યગ્દૃષ્ટિ આ-ત્માએ એ વાત બરાબર ધ્યાનમાં રાખવી જોઇએ કે-ઉપ-કારના બદલાના નામે જ અપકાર ન થઈ જાય. સમ્યગ્દૃષ્ટિ આત્મા જ્ઞાન કે જ્ઞાનીની નિશ્રા વિના એક કદમ પણ આગળ ન વધે અને એથીજ એના જીવનમાં સુધારો-એ સુનિશ્ચિત છે. જેઓ પોતાના જીવનને નથી સુધારી શકતા અને કેવલ અર્થકામની જ આરાધનામાં રક્ત બન્યા છે, તેઓના મુખ-માંથી નીકળતી સુધારાની વાત એ વસ્તુતઃ સુધારો નથી, પણ એક જાતનો દંભ છે. સાચો સુધારો તો તેઓ જ કરી શકે છે કે-જેઓએ અર્થકામની આસક્તિ તજી પોતાના આત્માને શ્રી જિનેશ્વરદેવોની આજ્ઞાને આધીન બનાવ્યો છે.

**દુશ્મનનું પણ ભૂંડું નજ થાઓ એજ ભાવના.**

સમ્યગ્દૃષ્ટિ આત્માની ભાવના કયી હોવી જોઇએ, એ જાણો છો ? સમ્યક્ત્વનું-પ્રધાનતાની અપેક્ષાએ-પહેલું લક્ષણ

ઉપશમ છે અને તેનું સ્વરૂપ જણાવતાં મહામહોપાધ્યાય શ્રી યશોવિજયજી ગણિવર, ભાષાની સજ્ઝાયમાં પણ ફરમાવે છે કે-

**'અપરાધિશું પણ નવિ ચિત્ત થકી,—**
**—ચિંતવીએ પ્રતિકુલ :**
**સુગુણ નર ! શ્રી જિનભાષિત વચન વિચારીયે."**

*

આ ઉપરથી સ્પષ્ટ સમજી શકાશે કે–શ્રી જિનેશ્વરદેવના માર્ગથી રંગાયેલો અને નિરંતર શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાનો જ વિચાર કરનાર આત્મા, પોતાના અપરાધીનું પણ ભૂંડું નજ ઇચ્છે : તે આત્મા તો પોતાના દુશ્મનનું પણ હિતજ ઇચ્છે. આત્માને પરમ શુદ્ધ સમ્યગ્દૃષ્ટિ બનાવવો હોય અને જેમણે શુદ્ધ સમ્યગ્દૃષ્ટિ બની રહેવું હોય તેમજ જેઓને સમ્યગ્દર્શનની આરાધનાજ કરવી હોય અને જેમને પ્રભુના શાસનમાં ટકીજ રહેવું હોય, તો તેઓએ આ ભાવનાને મજબૂત કર્યા વિના છૂટકોજ નથી. દુશ્મનના નાશને જેમ આખી દુનિયા ચિંતવે, તેમ પ્રભુના શાસનમાં આવનાર પણ ચિંતવે, તો તેની વિશેષતા શી ? ઉંચામાં ઉંચા અહિંસક બનવાની ભાવનાવાળામાં હિંસક વિચાર હોય ? પાપ કોઈને છોડે ? જે પાપના યોગે મરી રહેલ છે, એને મારવાનો ધર્માત્મા વિચાર કરે ખરો ? એને તો એનું પાપજ મારી રહ્યું છે : માટે એની તો દયા ખાવી, એજ સજ્જનનું કામ છે. તમને કોઇ મારવા આવે તો વિચારો કે–' મારા પાપને ખપાવવા માટે સામો આદમી–પોતાના આત્માની દરકાર નહિ કરતાં, પોતાનું બગાડી, પાપની પરવા કર્યા વગર સામે આવે છે :'

એ તે ઉપકારી કે અપકારી ? એ બીચારો કાંઈ સ્વાધીન છે? એ કર્માધીન આત્મા ભાન ભૂલી, પોતાનું બગાડીને તમારૂં ભલું કરવા આવે, ત્યાં ગુસ્સો કેમ આવે ? જો સામો આદમી સામાનું બગાડી જ શકતો હોય, તો તો દુનિયામાં કોઇને સારૂં હોતજ નહિ. અશુભ કર્મના ઉદય રૂપ નિમિત્ત ન હોય, તો કોઇ કાંઇ કરી શકતું નથી. આથી દરેકે-'બચાવ ન કરવો, સાવધ ન રહેવું'–એમ કહેવાનો આશય નથી, પણ 'દુશ્મનનાએ ભૂંડાની તો ભાવના નજ હોવી જોઇએ' –એમ કહેવાનો આશય છે. 'જરૂર પડયે રક્ષણ માટે હાથ દેવાય, હાથ આડા ધરી બચાવ કદાચ કરાય, પણ દુશ્મનનુંય ભૂંડું તો ન જ ઇચ્છાય'–આવી ભાવનાવાળાને દુશ્મન પ્રત્યે ખરાબ ભાવ આવે કયાંથી ? આર્ત્ત અને રૌદ્ર ધ્યાન ન આવે,–એની સમ્યગદૃષ્ટિ ખૂબ કાળજી રાખે. સમ્યક્ત્વ આવે ત્યારથીજ એ દુર્ધ્યાનના પરિણામ મંદ પડે–ઢીલા થાય, પણ તે કયારે થાય? ત્યારેજ કે જ્યારે સમ્યક્ત્વની ભાવનામાં હૃદય ઓતપ્રોત બને ! એ ભાવનાનો અભાવ હોય તો આત્મા બહુ બંધાઇ જાય. માટે ખાસ કાળજી રાખવાની જરૂર છે. દુશ્મનને સુધારવા માટે કરવી પડતી કડવી ક્રિયા કરતી વખતે પણ હૃદયમાં ભાવના કયી હોય ? માતા બચ્ચાને મારે, પણ એને રોતું જોઇ ઘરમાં જઇને એ રૂએ. કોઇ કહે કે–'મારવામાં વેર ઝેર હતું ?' નહિ, હિતબુદ્ધિજ હતી. એનાં આંસુ પહેલાં તો ડબલ આંસું માને નીકળે, કારણ કે–બાળક પ્રત્યે માતાનો દ્વેષભાવ નથી. માતા કદાચ મારે તો પણ તેનું હૃદય કયું ?

માતા બાળકના હિતને માટે ઉપાય બધા કરે! તેવુંજ હૃદય સમ્યગ્દષ્ટિનું સુધારવા યોગ્ય વ્યક્તિ પ્રત્યે હોય. બાલકને મારતી વખતે માતાનો હાથ કેવો ઉપડે? તમે તમારા હાથે તમાચો મારો તો તમારા ગાલ ઉપર તમારો હાથ કેવો ઉપડે? સામો મારે એવી ધોલ મરાય ખરી? કહોને કે—હાથ ચાલે જ નહિ. ભલેને ખૂબ લાંબો કરીને જોરથી ઉપાડયો હોય, પણ ગાલ પાસે આવતાં આવતાં તો તે હળવો થઈજ જાય. કોઈ કદાચ અવાજ માગે, તોયે હાથ પોલો રાખીને અવાજ પણ કરો: પરન્તુ વાગે નહિ એની કાલજી તો રાખો જ: કારણ કે—મારાપણું બેઠું છે. તેમ પ્રાણીમાત્રનું ભલું કરવાની બુદ્ધિ જેના આત્મામાં હોય, તેજ પારકાનું ભલું કરવાને લાયક છે: બીજા નાલાયક છે. સમ્યક્ત્વની ભાવનામાં તો આખા વિશ્વ પ્રત્યે મૈત્રી છે. એકેંદ્રિય જીવો પ્રત્યે પણ સમ્યગ્દષ્ટિના હૃદયમાં મૈત્રી ભાવના વર્તે. એ ભાવના જો ઉડી જાય તો તો બધુંજ ઉડીજ જાય. મૈત્રી એટલે 'શેકહેન્ડ' વિગેરે બાહ્યાડમ્બર કરવો એજ નહિ, પણ મૈત્રી એટલે તો પરનું હિત ચિંતવવાનું! સામાના હિત માટે—'શેકહેન્ડ' કરવી પણ પડે, ન પણ કરાય, આઘા પણ ઉભા રહેવું પડે, પરન્તુ ભાવના શુદ્ધ જોઇએ. અયોગ્ય ભાવનાનો અંકુરો પણ ન આવે, એની કાળજી પૂરી રાખે તે સમ્યગ્દષ્ટિ! ભલાના નામે ખોટી ભાવના આવે તો કર્મસત્તા ન છોડે. ગમે તે સ્થિતિમાં મૂકાય, છતાં ભાવના એ કે—'દુશ્મનનું પણ ભલું થાવ—દુશ્મનનું પણ ભલું હું ક્યારે કરી શકું!'

## ઉપકારની ભાવનામાં ફેર ન પડવા દો!

નાના, મોટા, મિત્ર, શત્રુ, પરિચિત, અપરિચિત,–એ બધા પ્રત્યે વર્તાવમાં ભલે ફેર હોય, પણ બધામાં બુદ્ધિ તો હિતનીજ હોય. 'સર્વે સુખી થાઓ'–એ ભાવના! ભાવના બધા સુખી થાઓ એવી, પરંતુ તે માટે કેમ વર્તવું, ત્યાં તો ભેદ પડશે: એના અમલમાં જરૂર ભેદ પડશે: સાતમે ગુણઠાણે, છટ્ઠે, પાંચમે, ચોથે ગુણઠાણે અને માર્ગાનુસારીની પણ ઈચ્છા તો મુક્તિની, પણ કાર્યવાહીમાં ભેદ જરૂર પડે. સાતમે ગુણઠાણે અપ્રમત્તાવસ્થા છે, જ્યારે છટ્ઠે પ્રમત્તાવસ્થા છે અને પાંચમે–ચોથે વળી એથી પણ જૂદી દશા છે. ભાવના એક સરખી છતાં, કાર્યવાહી જૂદી કેમ? કારણ કે–સરખી શક્તિનો અભાવ છે! મુનિ પાસે એક આદમી ચોવીસે કલાક કાયમ રહે અને જો તે રહેનાર આત્મા સુયોગ્ય હોય તો એના ઉપર મુનિ ઘણો ઉપકાર કરી શકે: અને બે, ચાર કે છ કલાક આવે ત્યાં એટલો ઉપકાર ન થાય: ઓછો થાય: મહિનામાં બે દિવસ આવે એના ઉપર સાવ ઓછો થાય: કોઈક વખતજ મળે એના પર નહિ જેવોજ થાય: ન મળે તેના પર ન પણ થાય! એ રીતે ઉપકારની કરણીમાં ફેર, પણ ભાવના તો એકજ. હાં, એક વાત જરૂર છે કે–રોજ સાથે રહેનારો કે રોજ ચાર–છ કલાક આવનારો આત્મા અયોગ્ય હોય કે ઓછી યોગ્યતાવાળો હોય તો એના ઉપર પણ ઉપકાર ન થઈ શકે કે થોડો થઈ શકે અને કોઈકજ દિવસે આવેલો આત્મા યોગ્ય હોય, તો તેટલામાં પણ ઘણો ઉપકાર થઈ શકે: માટે બેઉ દૃષ્ટિએ વિચાર કરવાનો. પરન્તુ બધાના હિતનીજ

ભાવના હોવી જોઇએ. દરેક આત્મા કર્મનો ક્ષય કરી, અનંત સુખના ભાગીદાર થાય, એજ એક ભાવના હોવી જોઇએ! એમાં જરા પણ ફેર નજ પડવો જોઇએ. જેમ જેમ વિદ્યાર્થી હઠીલો, તેમ તેમ એને શિક્ષક વધુ શિક્ષા પણ કરે, છતાં ભાવના કયી? એકજ ભાવના કે-બધા ટાઇમસર આવે, સીધી રીતે બેસે, એક સરખી રીતે સાંભળે, રીતસર લેસન કરે અને પરીક્ષામાં સોએ સો ટકા પાસ થાય. યોગ્યતાના પ્રમાણુમાં શિક્ષામાં ફેરફાર હોય, પણ 'બધાજ હુંશીયાર થાઓ!'–આ એકજ ભાવના સર્વ માટે હોવી જોઇએ. રક્ષણુની–શિખામણુની–શિક્ષાની ક્રિયામાં ફેરફાર હોય, પણ ઉપકારની ભાવનામાં તો ફેર નજ હોવો ઘટે. સમ્યગ્દૃષ્ટિની મનોવૃત્તિ કેવી હોય, એ વાત ચાલે છે. તમે બધા શાસનને ચાહતા હો–શાસનનું હિત ચાહતા હો, તો શાસન કદરૂપું દેખાય એવી ક્રિયા શાસન-પ્રેમીના હાથે ન થવી જોઈએ. જેને માનીયે–સેવીયે–પૂજીયે,–એ કદરૂપું દેખાય એવી કાર્યવાહી ન કરવી જોઇએ. અજ્ઞાની—દોષ દ્રષ્ટિવાળો ગમે તે કરે, પણ સમજદારના હાથે થોડું પણ ખરાબ થાય, એ ઇચ્છવા યોગ્ય નથી. જે રીતે સુધારવા ઇચ્છીયે છીયે, તેમાં અયોગ્ય વર્તન કરવાથી ભેદ પડે અને કરવા ધારીયે તે ન કરી શકીયે. હિતૈષીના હાથે અહિત ન થવું જોઇએ: હિતના નામે અહિત ન થાય તેમ વર્તવું જોઈએ: છતાં જો એમ વર્તાય, તો પેલા અજ્ઞાની વર્તે તેના કરતાં, આ ભયંકર કહેવાય. આટલી કાળજી રખાય તો જે કરવા માગીયે છીએ, તે સહેલાઈથી કરી શકાય.

**શ્રી સુબુદ્ધિમંત્રીનું દૃષ્ટાંત—**

શ્રી સુબુદ્ધિમંત્રીની ભાવના એ છે કે–'મારો માલીક સન્માર્ગે કેમ આવે : કયા ઉપાયથી સન્માર્ગમાં એ જોડાય!' પણ પ્રસંગ આવવો જોઈએને ? એક વાર રાજાએ કાંઇ પ્રસંગ હોઇ પોતાના મંડળને પોતાને ત્યાં જમવા માટે નોતર્યું : એમાં મંત્રી તો હોયજ. બધા જમવા આવ્યા, જમવા બેઠા, રસોઇ પીરસાણી: રાજાને ત્યાંની રસોઇમાં કમીના શી હોય ? રાજા એક એક વસ્તુ લેતો જાય છે અને–'કેવી છે ?'–એમ પૂછતો ટેસ્ટ કરતો જાય છે. બધા સારીજ કહે છે : ખોટી હોય તોયે સારીજ કહેવી પડે : રાજાની રસોઈમાં રાજાની સામે દૂષણ કોણ કાઢે ? પાછળની વાત જૂદી છે. બધા વખાણ કરે છે : મંત્રી કાંઇ બોલતા નથી. રાજા મનમાં વિચારે છે કે–'આ બધા 'હાજી' કહે છે, કારણ કે–એ 'હાજીયા' છે : 'નાજી' કહેવાનું શીખ્યા નથી : પણ જયાં સુધી મંત્રી સુબુદ્ધિ ન સારી કહે–ન વખાણે, ત્યાં સુધી રસોઇની કિંમત નહિ.'

રાજા૦ ' મંત્રી ! તૂં કેમ કંઇ બોલતો નથી ?'

મંત્રી૦ ' આપે મને જમવા બોલાવ્યો છે કે બોલવા ? જે માટે બોલાવ્યો છે તે કરૂં છું '

રાજા૦ ' રસોઇ સારી કે ખોટી તે કહેવામાં વાંધો શો ?'

મંત્રી૦ ' રસોઇ જેવી છે તેવી છે, એમાં કહેવાનું શું ?'

રાજા૦ ( જરા ગુસ્સે થઇને કહે છે. ) ' પણ કેવી છે ?'

મંત્રી૦ ' જેવી બની છે તેવી છે. '

રાજા૦ ' પણ ખારી, ખાટી, તીખી, કાંઇ તો કહે !'

મંત્રી૦ 'રાજન્ ! જેવી છે તેવી છે : એની લપ્પન–છપ્પનમાં ફાયદો શો ? ખોટી કહું તો કંઇ સારી બની જવાની છે ? અમૂક ઉમદા

ચીજની અપેક્ષાએ ખોટી પણ ગણાય અને એનાથી ઉતરતી ચીજની અપેક્ષાએ સારી પણ ગણાય. એની પંચાતમાં ઉતરવાનું શું કામ ?'

રાજા૦ ' તું તો મૂર્ખો છે: તું તારે રાજકારભાર કર: તું એ કરી જાણે: તને આની ખબર ન પડે.'

મંત્રી૦ ' એમ માનો ! મુખત્યાર છો.'

*

બધા વચ્ચે મૂર્ખો કહ્યો તે સહન થાય ? થાય, પણ કોનાથી ? પોતાનું સાચવવા ઇચ્છનારથી તથા પોતાનું સાચવીને પારકાનું ભલું કરવા ઇચ્છનારથી ! એ તો એવું પણ સહન કરે. બધા વિખરાયા. હવે એકવાર રાજા તથા મંત્રી બેય ફરવા નીકળ્યા. નગરની બહાર ગયા કે-એક ગંધાતી ખાળ આવી : એમાંથી બહુજ ખરાબ દુર્ગંધ છૂટે છે. રાજા નાક દાબી, મ્હોઢું મરડી, ઘોડા ઉતાવળે હાંકી દોડી ગયો અને દૂર જઈ ઉભો રહ્યો. મંત્રી તો નાક દાબ્યા વિના-મ્હોઢું મરડ્યા વિના આવે છે : અહીં નાકે લુગડું રાખવાને હરકત નથી, પણ એને તો રાજાને બતાવવું છે, એટલે ખાસ એ મુજબ આવે છે. રાજા વિચારે છે કે-' મંત્રી કેવો જંગલી છે ? એને દુર્ગંધ પણ નથી આવતી !' મંત્રીને ગંધ નહોતી આવતી એમ નહિ : ગંધ આવતી હતી : કપડું ધારે તો રાખી શકે : પણ રાજાને સમજાવવાની ખાતર, ઇરાદાપૂર્વક આ મુજબ ધીમે ધીમે આવે છે. બાકી ગંધ ન સહાય તો કપડું રાખવામાં વાંધો નહિ, પણ તેના પ્રત્યે મુખ બગાડી, ગુસ્સો વિગેરે કરવાની શી જરૂર ? 'ખાળ આવીને ખાળ તેવી' એમ કહેવાથી ખાળ કાંઇ ઉડી જાય ? આઘો જાય તો બચે. ખસવામાં વાંધો નહિ, પણ ગુસ્સો શું કામ આવે ? મંત્રી રાજા પાસે આવ્યો, એટલે રાજા કહેવા લાગ્યો:—

રાજા૦ ‘ તને ગંધ પણ નહોતી આવતી ?’
મંત્રી૦ ‘ જેવી હતી તેવી આવતી હતી. ’
રાજા૦ ‘ સહન કેમ થાય ?’
મંત્રી૦ ‘ જેમ થાય તેમ. ’
રાજા૦ ‘ તું તો ગાંડો છે. ’

રાજા મનમાં વિચારે છે કે–‘ મંત્રી ગાંડો છે : એની જોડે વાતચીત શી ? એ તો એ ભલો અને એનો રાજકારભાર ભલો. એને બીજી ગમ ન પડે. ’ ત્યાંથી પાછા ફર્યા અને બેય પોતપોતાના મકાને ગયા.

*

મંત્રીને હવે રાજાને સન્માર્ગે લાવવાનો ઉપાય મળ્યો. નોકર પાસેથી એ ગંધાતી ખાળમાંથી ઘડો ભરીને પાણી મંગાવ્યું. કતક નામનું ચૂર્ણ, કે જે ચૂર્ણનો એવો સ્વભાવ છે કે–જો પાણીમાં નાખે તો પાણીનો મેલ દૂર થાય, તેનાથી મંત્રીશ્વરે પાણી નિર્મલ બનાવ્યું. પાણીની સૂક્ષ્મતા ન જાય, પાણી જાડું ન થઇ જાય, એટલા પ્રમાણમાં સ્વાદુ અને સુગંધી દ્રવ્યો એમાં ભેળવી એ પાણીને મધુર, ઠંડું, સુગંધિત, તૃષાને શમાવનાર તથા ઈંદ્રિયોને સુખદાયક બનાવ્યું. આ પાણીને રાજાના રસોડે પહોંચાડયું અને રસોઇયાને કહેવરાવ્યું કે–‘આજે મહારાજાને આ પાણી આપવું.’

*

આમાં જાનની આપત્તિ છે હોં ! રાજાની જોડે આ ખેલ છે, પણ એને તો રાજાનું ભલું કરવાની ભાવના છે, એટલે આપત્તિનો ડર નથી. રાજા મહેલ તરફ આવે છે ત્યારે દૂરથી એને સુગંધિ આવી. વિચાર કરવા લાગ્યો કે–

'આજે એવી કયી રસોઇ થઇ છે કે જેની આવી ખૂશબો આવે છે ? એવી કોઈ રસોઇની આજ્ઞા આપી નથી.' રાજા જમવા બેઠો, રસોઈ પીરસાણી, પણ જૂએ છે તો એક પણ એવી ચીજનો પત્તો નથી અને સુગંધી તો મહેંકી રહી છે. પાણીનું વાસણ આવ્યું : એમાંથી સુગંધી ઉછળે છે એ જણાયું. ઇંદ્રિયાધીન આત્મા કેટલો વખત કાબુમાં રહે ? તરત પાણી પીધું. જમ્યા પહેલાં પીધું. એજ વખતે રાજા રસોઈયાને કહે છે કે–'આટલા દિવસથી તું મારે ત્યાં છે, કોઈ દિવસ તેં આવું પાણી પાયું નથી, આજે જ પાયું, તો રોજ કેમ પાતો નથી ?' રસોઈયાએ કહ્યું કે–'સાહેબ ! એ તો મંત્રીશ્વરે મોકલ્યું છે.' રાજાએ વિચાર્યું કે–'હવે હું સમજ્યો. જે મંત્રીને ઘેર આવાં પાણીનો કુવો હોય—જે મંત્રી પાણી પણ આવાં પીએ, તે મારી રસોઇ શાની વખાણે ?' વિષયાધીન આત્માની હાલત જોઈ ? રાજા વિચારે છે કે–'તે દિવસે મારી રસોઇ ન વખાણવાનું કારણ હવે સમજ્યો ! આવું પાણી પીનારને ખાળની દુર્ગંધ આવેજ કયાંથી ?'

રાજા૦ ' બોલાવો મંત્રીને !'

મંત્રીને બોલાવ્યો મંત્રી આવ્યો.

રાજા૦ ' આવા કુવાનું પાણી તું રોજ પીએ છે અને અમને આજેજ મોકલ્યું : રોજ કેમ નથી મોકલતો ?'

રાજાની બુદ્ધિ ઉપર મંત્રી હસ્યો,

રાજા૦ ' મંત્રી ! આ કયા કુવાનું પાણી છે ? '

મંત્રી૦ ' રાજન્ ! વચન આપો તો કહું. તમે રાજા : ઘડીમાં રોષાયમાન થાઓ તો ઘડીમાં તોષાયમાન થાઓ !

તમારા રોષ કે તોષનો વિશ્વાસ શો? રાજાની મૈત્રી ક્યાં સુધી? મને અભયદાન આપો પછી હું બધીજ વાત કહી દઉં.'

**રાજા૦** 'પણ આમાં મરવાની વાત ક્યાં છે? કયા કુવાનું પાણી, એ કહેવું એમાં મરવાની વાત આવી?'

**મંત્રી૦** 'જી હા! એ આપ ન જાણો. આપ અભયદાન આપો.'

**રાજા૦** 'કબુલ, તને કાંઈજ વાંધો નહિ આવે.'

**મંત્રી૦** 'રાજન્! જે ખાળ આગળ મ્હોંઢે ડુચો દઈ આપ ઘોડો હાંકી ગયા હતા, એ ખાળનું આ પાણી છે.'

**રાજા૦** 'મારી પણ મશ્કરી કરે છે?'

**મંત્રી૦** 'નહિ, આપની મશ્કરી શું કામ કરૂં? સાચુંજ કહું છું કે-તેજ ખાળનું આ પાણી છે.'

**રાજા૦** 'ત્યાં આવું પાણી?'

**મંત્રી૦** 'ના, પાણી એવું નહિ: પણ એ પાણી પણ જો યોગ્ય ઉપાય કરાય તો આવું પાણી બની શકે છે.'

**રાજા૦** 'ન બને.'

**મંત્રી૦** 'બનાવી દઉં.'

મંત્રીએ તરત ત્યાંથી પાણી મંગાવી, રાજાની સમક્ષ તે પાણીને વિધિપૂર્વક નિર્મળ કરી બતાવ્યું, રાજા વિસ્મય પામ્યો અને પૂછયું કે-'તેં આ શી રીતે જાણ્યું?'

**મંત્રી૦** 'મારા શ્રી જિનેશ્વરદેવના મુનિવરોએ કહ્યું છે. સારી કે નરસી ચીજ એ સંયોગને આધીન છે. ઘઉંના આટાથી મિષ્ટાન્ન પણ બને અને રોટલા પણ બને. જેવા સંયોગો તેવું રૂપાંતર. સારા-ખોટાપણાનું કારણ સંયોગ છે. તો ખાલી રાગદ્વેષ કરવાથી ભલું થાય શી રીતે? રાજન્! મેં આ બધી મહેનત આપની

દૃષ્ટિ ઉઘાડવા માટે કરી છે. રસોઇના વખાણ ન કર્યા, તેનું પણ કારણ આજ. એક પર રાગ અને એક પર દ્વેષ કરવાથી ફાયદો શો?'

રાજા૦ 'બસ, મને સત્વર તારા મુનિવર પાસે લઇ જા. આવા દેવ, આવા મુનિ અને આવો ધર્મ તો અનૂપમ, કે જ્યાં વસ્તુનું સત્ય જ્ઞાન થાય અને એથી રાગદ્વેષ દૂર થાય.'

*

આટલી મહેનતના પરિણામમાં તે સુબુદ્ધિ મંત્રીએ રાજાને મુનિનો યોગ પમાડયો અને પરિણામે રાજા અને મંત્રીશ્વર ઉભયે સંયમ અંગીકાર કર્યું અને આત્મકલ્યાણ સાધ્યું.

  

## વ્યાખ્યાન—

## [ ૨૨ ]

### ક્રિયાનું પ્રતિપાદન શા માટે?

દરેક ગ્રંથની શરૂઆતમાં ૧. મંગલ, ૨. અભિધેય, ૩. સંબંધ અને ૪. પ્રયોજન,—આ ચાર વસ્તુ ખાસ દર્શાવવામાં આવે છે. તેમ આ શ્રી અંગસૂત્રની શરૂઆતમાં પણ એ ચારે વસ્તુ ટીકાકારમહર્ષિ શ્રી શીલાંકસૂરિજી મહારાજાએ પણ ક્રમસર બતાવી દીધી. પ્રથમ શ્લોકમાં મંગલ માટે તીર્થની સ્તુતિ કરી અને એમાં કહ્યું કે–'આ તીર્થ જયવંતુ છે : કારણ કે–એમાં એક પણ અયોગ્ય વિચારને સ્થાન નથી અને એક પણ સુંદર વિચારનો ઈન્કાર નથી. આ તીર્થના સિદ્ધાંતો એવી સુંદર રીતિએ સિદ્ધ થયેલા છે કે–તેની સેવા કરનાર જરૂર કર્મમલથી રહિત થઇને મુક્તિપદનેય પ્રાપ્ત કરી શકે છે. આથીજ આ તીર્થ શાશ્વત્ છે, અનૂપમ છે અને સઘળા શ્રી જિનેશ્વરદેવોથી નમસ્કાર કરાયેલું છે.' બીજા શ્લોકમાં અભિધેયનું પ્રતિપાદન કરતાં, સંબંધ અને પ્રયોજનનું પણ પ્રતિપાદન કરી દીધું : કારણ કે–'આ સૂત્રમાં કહેવા યોગ્ય આચાર છે અને આ આચારસૂત્ર ભગવાન્ શ્રી મહાવીરદેવે જગત્‌ના હિત માટે જે રીતિએ કહ્યું છે, તેજ રીતિએ હું પણ કાંઈક કહું છું.'—આ કથનમાં અભિધેય, સંબંધ અને પ્રયોજન,—આ ત્રણેનું પ્રતિપાદન થઇ જાય છે. 'આચાર' એ અભિધેય છે,—'ભગવાન્ શ્રી મહાવીરદેવથી ચાલ્યું આવે છે'—એ સંબંધ છે અને 'જગત્‌નું હિત'—એ પ્રયોજન છે. પ્રથમ શ્લોકમાં જેમ ટીકાકારમહર્ષિએ અદ્‌ભૂત વસ્તુ કહી છે, તેમ બીજા શ્લોકમાં પણ તેવુંજ વસ્તુવર્ણન કર્યું છે.

પ્રથમ શ્લોકના મંગલાચરણમાં છ વિશેષણોથી પ્રશંસા કર્યા બાદ, બીજા શ્લોકમાં આ શ્રી આચારંગ શાસ્ત્ર કહેવાનો હેતુ, કોણે કહ્યું તે અને મારે આ કહેવાને શા માટે પ્રયત્ન કરવો પડે છે,—એ ત્રણે વસ્તુ ટીકાકાર મહાત્માએ બતાવી છે અને કહ્યું છે કે—'આ શ્રી આચારાંગસૂત્ર ભગવાન્ શ્રી મહાવીરદેવે જગત્‌ના કલ્યાણ માટે કહ્યું: એમાંથી કિંચત્ મારી શક્તિ-મુજબ કહું છું: મારી આ વાણીને તેજ પાવન કરો, કે જેમણે આ કહ્યું છે: હું તેમની નિશ્રાએ બોલું છું. પૂરૂં કહે-વાની તાકાત મારામાં નથી: એમણે કહ્યું છે, એમાંથી લઇને તાકાત છે તેટલું કહું છું.'

*

ત્રીજા શ્લોકમાં ટીકાકારમહર્ષિ શ્રીમત્ શીલાંકસૂરિજી મહારાજાએ ફરમાવ્યું કે—'શ્રી ગંધહસ્તિએ કરેલું 'શસ્ત્રપ-રિજ્ઞા—વિવરણ' અતિ—બહુ ગહન છે: તેમાંથી સુખપૂર્વક બોધ થાય તે માટે હું કાંઇક સાર ગ્રહણ કરૂં છું.' શુદ્ધ સમ્યગ્દૃષ્ટિનો આદર્શ પ્રભુના માર્ગમાં સ્થિર રહેવાનો અને તેમાં સ્થિર રહેવા માટે શાસનના ધોરી આચાર્યદેવોની નિશ્રામાં રહેવાનોજ હોય છે! તે કદીજ પોતાની મતિકલ્પના ઉપર ઝઝુમતો નથી, પણ જ્ઞાનીના વચન તરફજ ઝૂકે છે. એમાંથી મેળવાય તેટલું મેળવે છે અને કલ્યાણની બુદ્ધિએ અપાય એટલું આપે છે.

*

( **પ્રશ્ન૦** અક્રિય સિદ્ધ પરમાત્મા પાવન શી રીતે કરે? )

ભલે સિદ્ધ થયેલા અરિહંત પરમાત્મા અક્રિય હોય, પણ એમનાં નામ—ગોત્ર વિગેરેના સ્મરણથી આત્મા પાવન

થાય, માટે ઔપચારિક ભાષામાં એમ કહેવાય કે-'આપજ આ વાણીને પાવન કરો.' બેશક, આત્માના ગુણો આત્માએજ પ્રગટ કરવાના છે—કોઇ આપવાનું નથી, પણ જે નિમિત્તે પ્રગટ થાય તે નિમિત્તને આપનાર તરીકે કહેવાય. વળી બીજી પણ વાત સમજવા જેવી છે. જો એવાજ નિશ્ચય ઉપર જઈએ તો તો ભાગ્ય ન હોત તો માતા પાલત પણ શાની? એ તો પુણ્યોદય માટે પાળે છે, તો પછી માતાનો ઉપકાર જ શો? ઉપકારજ ઉડી જાય. ભલે પળાયો પુણ્યયોગે અને જીવ્યો એ આયુષ્યના યોગે, પણ નિમિત્ત કોણ? નિમિત્ત તરીકે માબાપ કહેવાય. તેમ અહીં જ્ઞાન પણ આ આગમના યોગે અને એ પણ સદ્‌ગુરૂના યોગે! આગમ પણ પૂજ્ય, સદ્‌ગુરૂ પણ પૂજ્ય અને આગમ જેના પર મૂકાય તે સાંપડી પણ પૂજ્ય, અરે-લખવાનો કોરો કાગળ પણ પૂજ્ય! એને પગ ન અડાડાય. જ્ઞાનનાં ઉપકરણમાત્ર પૂજ્ય: પાટી, પોથી, સાંપડી, ઠવણી, આ બધાની અવગણનાનો પશ્ચાત્તાપ અતિચારમાં આવે છે કે નહિ? અને આથીજ શાસ્ત્રમાં કહેવાય છે કે-'જ્ઞાન, જ્ઞાની અને જ્ઞાનનાં સાધનની અવગણના કરીએ-તે સઘળાનું અપમાન કરીએ, તો જ્ઞાનવરણીય કર્મ બંધાય: અને ભક્તિ કરીએ-બહુમાન કરીએ અને નમસ્કારાદિ ક્રિયા કરીએ, તો જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય પણ થાય.'

(પ્રશ્ન૦ અક્રિયપદના અર્થિને ક્રિયાના આલંબનની જરૂર શી?)

આ પ્રશ્ન ક્રિયાને ઉઠાવનારાઓ કરે છે, પણ તેઓને ખબર નથી કે–'એકલા જ્ઞાનથી કદી જ મુક્તિ મળી શકતી નથી. અક્રિયપદે પહોંચવા માટે પણ ક્રિયાની જરૂર તો છેજ, કારણ કે–અનાદિથી ઉલટી ક્રિયાઓ કરી, આત્મા ઉપર કરેલા બંધનને દૂર કરવા માટે તો ક્રિયાનું આલંબન લેવું જ પડશે. વાત એટલી જ કે–અત્યાર સુધી ઉલટી રીતે સક્રિય હતા તે હવે સીધી રીતે સક્રિય બનવું પડશે.' બંધનની ક્રિયા કરી તેટલી ક્રિયા છૂટવા માટે પણ કરવી જ પડશેને ? છૂટવા માટેની ક્રિયા કરી એટલે બંધન ખસવાનાં અને તે ખસશે એટલે ક્રિયા પણ આપોઆપજ ખસી જશે. આંટા બાંધ્યા છે એટલા ઉલટા ફેરવવા તો પડશેજ ને ? જે વસ્તુને બંધનમાં મૂકી, તેને છોડવાની ક્રિયા તો કરવી જ પડશે. આજ સુધી અયોગ્ય આલંબનના યોગે ઉંધી ક્રિયાઓ થતી હતી, તે હવે યોગ્ય આલંબનના યોગે સીધી ક્રિયા કરીએ, કે જેથી બંધન છૂટી જાય અને મુકિતપદની પ્રાપ્તિ સહેલાઇથી થઇ શકે. આપણે જો આલંબન ન સ્વીકારીએ, તો અનાદિની વિપરીત દશા પલટાતી નથી. અનાદિની ખોટી કુટેવોથી બચવા આ આલંબન છે. પ્રવૃત્તિ સીધી થાય તો અનાદિની ખોટી કુટેવો છૂટી જાય, ઉંધી પ્રવૃત્તિ બંધ થાય અને આક્રમણો ખસી જાય એટલે મુકિત થાય. યોગ્ય નિમિત્તની અવગણના કરનારા પોતાના આત્માનીજ અવગણના કરે છે : નિમિત્તના યોગે તો બધું ચાલે છે. ઉલટાં નિમિત્ત કાયમ રાખવાં અને સીધાં નિમિત્ત ઉભાં ન કરવાં, એ ક્યાંનો ન્યાય ?

સંસારી માત્ર માટે મુખ્ય કર્ત્તવ્યનું વિધાન—

ટીકાકારમહર્ષિ પીઠિકામાં જ ફરમાવે છે કે—

"इह हि रागद्वेषमोहाद्याभिभूतेन सर्वेणापि संसारिजन्तुना शारीरमानसानेकातिकटुकदुःखोपनिपातपीडितेन तदपनयनाय हेयोपादेयपदार्थपरिज्ञाने यत्नो विधेयः ।"

*

'આ સંસારમાં રાગ, દ્વેષ અને મોહાદિકથી અભિભૂત થયેલા અને એજ કારણે શારીરિક અને માનસિક અતિકટુક દુઃખોના ઉપનિપાતથી પીડિત થયેલા-સર્વે પણ સંસારી જંતુએ, હેય ( તજવા યોગ્ય ) અને ઉપાદેય (અંગીકાર કરવા યોગ્ય ) પદાર્થોના પરિજ્ઞાનમાં યત્ન કરવા યોગ્ય છે.'

*

**આ પ્રમાણે કહીને, ટીકાકારમહર્ષિ સ્પષ્ટ કરે છે કે-'રાગ, દ્વેષ અને મોહ આ ત્રણે અંસારનાં મૂળ છે અને એનાથી પરાભૂત થયેલા આત્માઓ-પછી તે ગમે તે હોય,-પણ તેઓની ઉપર શરીર સંબંધી કે મન સંબંધી અનેક ભયંકર દુઃખો આવ્યા વિના રહેતાં જ નથી. એ ભયંકર દુઃખોથી મુક્ત થવાની જેઓની અભિલાષા હોય, તેઓએ હેય અને ઉપાદેય પદાર્થોનું જ્ઞાન મેળવવું જ જોઇએ. તે શિવાય એ દુઃખોથી મુક્ત થવાનો કોઇ ઉપાય જ નથી, કારણ**

**કે-હેય અને ઉપાદેયના જ્ઞાન વિના રાગ, દ્વેષ અને મોહનો નાશ થતો નથી અને તેના નાશ વિના દુઃખ પણ દૂર થતું જ નથી. દુઃખથી છૂટવાનો એજ એક અનૂપમ ઉપાય છે.**

*

રાગ, દ્વેષ અને મોહને આધીન થયેલા આત્માઓ, શારીરિક અને માનસિક અનેક કટુક દુઃખોથી પીડિત હોય, એમાં આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી. રાગ, દ્વેષ અને મોહની આધીનતા છોડવી નહિ અને દુઃખોથી ડરવું—એ ચાલે તેવું છે? દુઃખ ન જોઇએ તો એ રાગાદિકનો નાશ કરવા માટે સજ્જ રહેવું જ જોઇએ અને આ ત્રણની સેવા કરનારે તો દુઃખ સહન કરવા તૈયાર રહેવું જ જોઇએ. શાસ્ત્ર કહે છે કે-'એ ત્રણેની હયાતિમાં દુઃખ તો આવવાનું જ.' મારૂં—મારૂં કરવું અને દુઃખથી આઘા રહેવું, તે ન ભૂતો ન ભવિષ્યતિ. દુઃખ ન જોઇએ તો આ ત્રણને છોડો અને ન છોડો તો દુઃખ આવે તે સ્વાભાવિક છે. રાગી, દ્વેષી અને મોહાંધ—એ સુખી હોય એ કદી બન્યું જ નથી: રાગી અને સુખી, દ્વેષી અને સુખી, મોહાંધ અને સુખી—એ બને જ નહિ. રાગી, દ્વેષી અને મોહી કદી સુખી હોય? ક્ષણવાર સુખ મળતું દેખાતું હોય, તો પણ તે સુખ નથી, કારણ કે-એ સુખ પરિણામે દુઃખ લાવે તેવું છે. ખસ થાય ત્યારે ચળ આવે અને ખણાય ત્યારે લાગે મજેનું, પણ તે કંઈ સુખ છે? નહિ જ. બચ્ચાંને ખસ થઇ હોય તો તેના હાથ બાંધવા પડે: મોટાને ખસ થઇ હોય તો સમજાવવા પડે અને હઠીલા થાય તો ઉપેક્ષા

પણ કરવી પડે. બચ્ચાં તો ડાહ્યાં કે હાથ બાંધવા દે: મોટા સમજે તો ઠીક, નહિ તો ઉપેક્ષાયે ભલી. બાલકમાં એ યોગ્યતા છે કે–એને કરવું હોય, ખણવું હોય તો પણ એને રોકવાની તાકાત છે. ના કહેવાથી કે સમજાવવાથી ન માને–સ્હેવાય નહિ તેવી દશા હોય, તો કોથળી અગર પાટા બાંધો એટલે બસ. મોટા હઠીલા થાય તો પાટા બાંધવા જ ન દે. અરે ગમે તે પ્રકારે બાંધો તોયે કાઢી નાંખે! પગ, મ્હોંઢું, અવાજ, બધું મોટું. એને કોણ બાંધી શકે? માટે એવાની તો–'उपेक्षा वरम्'–ઉપેક્ષા સારી. ક્ષણિક સુખ આપનારી વસ્તુમાં સુખ માનવું એજ મોહ: મોહનું સ્વરૂપ જ એ કે–ક્ષણિક સુખમાં શાશ્વત્ સુખનો ભાસ કરાવે: પંડિતને પણ મૂંઝાવે તે મોહ.

## દૃષ્ટિરાગ પાપી છે.

રાગ ત્રણ પ્રકારના: કામરાગ, સ્નેહરાગ અને દૃષ્ટિરાગ. આ ત્રણમાં છેલ્લો દૃષ્ટિરાગ ઘણો જ પાપી છે અને તે સત્પુરૂષો માટે પણ દુરૂચ્છેદ છે. કામરાગ અને સ્નેહરાગ થોડી મુશીબતે દૂર કરી શકાય તેવા છે, પણ દૃષ્ટિરાગ તો સત્પુરૂષો માટે પણ દુ:ખથી છેદી શકાય તેવો છે: અર્થાત્–સત્પુરૂષો પણ એના પાશમાં સપડાઈ જાય છે. કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ ફરમાવે છે કે–

"कामरागस्नेहरागा–वीषत्करनिवारणौ ।
दृष्टिरागस्तु पापीयान्, दुरुच्छेदः सतामपि ॥ १ ॥"

*

'હે વીતરાગ ! કામરાગ અને સ્નેહરાગ એ સહેલાઇથી નિવારી શકાય તેવા છે, જ્યારે પાપી એવો દૃષ્ટિરાગ તો સત્પુરૂષો માટે પણ દુઃખે કેરીને છેદી શકાય તેવો છે.'

*

કામરાગ અને સ્નેહરાગ ભાવનાદિકથી દૂર કરી શકાય છે, પણ કુદર્શન ઉપર ચોટેલો દૃષ્ટિરાગ, એ એવો ભયંકર છે કે—જેના પાશમાંથી સત્પુરૂષો પણ નથી છૂટી શકતા. આથી કોઇ પણ ખોટી માન્યતાને આધીન ન થઇ જવાય, એની ખાસ કાળજી રાખવાની છે. આપણું જીવન જો આપણે સફલ કરવા માગતા હોઈએ, તો આપણી ફરજ છે કે—આપણે કેવલ વ્યક્તિનાજ અનુયાયી બની જવું જોઇએ નહિ અને કોઈ પણ કુમાન્યતાના ગુલામ પણ બનવું જોઇએ નહિ. ખોટાના રાગમાં પડેલા માણસો, છતા એવા દોષોને પણ જોઇ શકતા નથી.

( પ્રશ્ન૦—પ્રભુના આગમને આગળ રાખે તો ?)

તો પછી દૃષ્ટિરાગ રહ્યો જ ક્યાં ? એ તો યોગ્ય જ છે. કોઇ કહે કે-'મેં માન્યા એજ દેવ.'—તો તો એ એક પ્રકારે દૃષ્ટિરાગ અને દુરાગ્રહ છે, પણ એમ કહે કે—'રાગદ્વેષ ન હોય, એક પણ દૂષણ ન હોય તે મારા દેવ' —ત્યારે એને પૂછવાનું કે-' આજ સુધી એમ કેમ નહોતો માનતો ?' ત્યારે જો એ માર્ગે આવવાને યોગ્ય હોય તો કહે કે—'અજ્ઞાન હતું માટે !' શાસ્ત્ર કહે છે કે-'દેવ, ગુરૂ અને ધર્મ બધા 'સુ' જોઇએ. સુદેવ, સુગુરૂ અને સુધર્મ : તેજ રીતે વડીલ પણ 'સુ' અને માબાપ પણ 'સુ' જોઇએ.'

( લાલન૦ આપનો કેસ મજબૂત કરતા જાઓ છો. )

શ્રી જિનેશ્વરદેવે કહેલું તમારી આગળ મૂકુ છું. કોઇ કહે કે-'મહાવીરને કેમ માનો છો ?' તો કહેવું કે—'રાગદ્વેષને જીતી અરિહંત બન્યા માટે અમે ભગવાન્ શ્રી મહાવીરદેવને માનીયે છીયે: કોઈ સાબીત કરે કે-'એ અરિહંત નહોતા' —તો ન માનીએ અને કહીએ કે 'એ મહાવીર બીજા: એ અમારા મહાવીર નહિ. જેનામાં રાગદ્વેષ નહોતા એજ મહાવીર અમારા દેવાધિદેવ, પણ બીજા નહિ.' શ્રી ઋષભદેવ ભગવાન્ તથા શ્રી મહાવીર ભગવાન્ અરિહંત હતા માટે જ તેમને દેવ માનીએ છીયે. ગુરૂ પણ ગમે તે નહિ. ગુરૂ તે કે જે મહાવ્રત પાળે, શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા મુજબ ચાલે, સામાયિકમાં રહે અને ધર્મનોજ ઉપદેશ આપે : એ તો સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર શિવાય બીજું બતાવે નહિ અને શ્રી જિનેશ્વરદેવે કહેલું જ કહે. 'ફલાણાજ ગુરૂ' —એમ નહિ, પણ આ લક્ષણ જેનામાં હોય તે બધાજ ગુરૂ. આ જેનામાં ન હોય તે વોસિરે, વોસિરે. આ રીતે દેવને, ગુરૂને, ધર્મને, વડીલને અને માબાપ વિગેરે બધાને માનવાના, પણ તે 'સુ' જોઇએ.

"अरिहंतो महदेवो, जावज्जीवं सुसाहुणो गुरुणो,
जिणपन्नत्तं तत्तं, इयसम्मत्तं मए गहियं ॥१॥ "

*

'શ્રી અરિહંત એ મારા દેવ, સુસાધુઓ એ મારા ગુરૂ અને શ્રી જિનેશ્વરદેવપ્રણીત તત્ત્વ એ મારો ધર્મ,—જાવજ્જીવ આ સમ્યક્ત્વ મેં ગ્રહણ કરેલું છે.'

*

આ પ્રમાણે બોલવામાં અને વિચારવામાં આવે છે. જે ત્રણે વસ્તુને સ્વીકારી છે, તેનાં વિશેષણો જૂઓ! દેવ કોણ?–તો કે અરિહંત! ગુરૂ કોણ?–તો કે સુસાધુઓ! અને તત્ત્વ કયું?–તો કે શ્રી જિનેશ્વરદેવોએ કહેલું! આ રીતે આપણો વસ્તુનો સ્વીકાર હોવો જોઇએ, પણ દૃષ્ટિરાગથી નહિજ.

## ખોટું દાક્ષિણ્ય એ દોષ છે!

દેવનું કહેલુંજ કહે એ ગુરૂ: અગડં-બગડં ગપ્પાં મારનાર ગુરૂ નહિ! મકાનની ધજા જેમ વાયુથી ફરકે, તેમ વાયરે ફરકનારા ગુરૂ નહિ!! મારા દેવ, મારા ગુરૂ અને મારો ધર્મ–એ મનુષ્યે કહેવું સહેલું છે? જ્યાં-ત્યાં એમ કહે એ મનુષ્ય અજ્ઞાન છે! વિવેકી આત્માઓ તો દેવત્વ અને ગુરૂત્વ દેખે ત્યાં ઝૂકે, નહિ તો અક્કડ ઉભા રહે. દેવત્વમાં વધુ મુશ્કેલી નહિ આવે, પણ ગુરૂત્વમાં વાંધા આવે છે: કારણ કે–આંખ ચાલતી રહે છેને! આંખની શરમ, ખોટા દાક્ષિણ્યના ઉપાસકોનો અવશ્ય નાશ કરે છે. હિતકારી દાક્ષિણ્યની ઉપાસના એ ગુણ છે, પણ ખોટું દાક્ષિણ્ય એ દોષ છે. એ દોષનો તો વ્યવહારમાં પણ સ્વીકાર નથી. વ્યવહારમાં પણ પ્રમાણિક આડતીયા સાથે મેળ રખાય, દાક્ષિણ્ય રખાય, પણ કયાં સુધી? બે પાંચ રૂપીયાની છૂટ માટે, પણ ચોપડા ઉથલાવવા માટે નહિ! એ આડતીયો તમારા ચોપડાને પણ ન ગણકારે, તો તો તમે કૉર્ટમાં દોડો કે નહિ? માલ લઈ જાય અને જવાબ ઉઠાઉગીરીનો આપે ત્યાં દાક્ષિણ્ય રાખો? કહોને કે–નહિજ. કહો છો ને કે–

'દાક્ષિણ્ય કેટલા પૂરતું? પચાસના પીસ્તાલીશ લઈએ એટલા પૂરતું ઠીક છે, બાકી વધુ ન સચવાય : સાથે જમ્યાનો સંબંધ સચવાય તો સારૂં!' ચાંલ્લો ક્યાં કરો? કહોને કે–આવ્યા હોય એને ત્યાં. કોઈને બે, કોઇને પાંચ, કોઇને દશ કેમ? એને ત્યાંથી આવ્યા એટલા કરવાના! કોઇને ત્યાંથી ન આવ્યા, તો તમે પણ કહી દો કે–'હું પણ ન આવું :' તમને પૂછે કે–'કેમ નહોતા આવ્યા?' તમે તરત કહો કે'–તું કે દિ આવ્યો હતો?' કાંઈ કીધા વિના ઓછાજ રહો છો? વ્યવહારમાં નહિ જેવા સ્વાર્થ માટે હાનિકર દાક્ષિણ્ય નથી રાખતા, તો અહીં આત્મકલ્યાણની સાધનામાં ખોટું દાક્ષિણ્ય કેમ નભાવી લેવાય? વ્યવહારની બાબતમાં સહુ સમજો છો કે–'ખોટું દાક્ષિણ્ય રાખીશું તો ઘર નહિ ચાલે –વેપારમાં ભીખ માગીશું.' અને ધર્મના પ્રસંગમાં એ વાતે બેદરકાર છો માટે પત્તો નથી લાગતો. તમને ખોટું લાગે તો તમે જાણો, પણ જે છે તે કહું છું. ગોશાળાનો પરમ શ્રાવક સદ્દાલપુત્ર, જ્યારે ભગવાન્ શ્રી મહાવીરદેવનો પરિચિત બન્યો, પ્રતિબોધ પામ્યો, સમજ્યો, કે તરત સન્માર્ગનો સ્વીકાર કર્યો અને ભગવાન્ શ્રી મહાવીરદેવનો પરમ શ્રાવક બન્યો. ગોશાળો ફરીને ત્યાં આવ્યો એટલે ગયો નહિ. ગોશાળાએ બોલાવવા શિષ્યને મોકલ્યા. શિષ્યોને મોકલવાનું કારણ? ભગવાન્ શ્રી મહાવીરદેવ તો કોઇને બોલાવતા નહોતા! ત્યાં તા એ હતું કે–પુણ્યશાળી હોય તે આવે, ભાગ્યવાન્ હોય તે પામે અને તરવાની ભાવનાવાળા હોય તે તરે. જ્યારે ગોશાળાની બુદ્ધિ તો યેનકેન પ્રકારે સંખ્યાવૃદ્ધિ કરવાની

હતી. ભગવાન વીતરાગ છે અને ગોશાળાને તો ખેંચવા છે! શિષ્યોને સદ્દાલપુત્રે કહ્યું કે–'કહેજો કે હું હવે આવવા માગતો નથી.' ગોશાળો પોતે આવે છે: એને આવતો જોયો કે તરત આંખ નીચી ઢાળી. ગોશાળો પાસે આવ્યો. પૂછે છે કે–'કેમ ન આવ્યો?' સદ્દાલપુત્ર કહે છે કે–"હવે નહિ." આ વખતે પણ આંખ તો નીચે ઢાળેલી જ હતી: રખે એની દૃષ્ટિની અસર મને થાય એ ભય હતો: આંખ મળ્યે શરમ થાય તો? દાક્ષિણ્ય આવે તો?? માટે આંખ નીચી ઢાળી હતી. પુણ્યવાન્ આત્માને દાક્ષિણ્ય ન આવે પણ સંભવ ખરો, એટલે બચવાનો પ્રયત્ન તો કરવો જ જોઈએ. અમૂક વ્યક્તિનેજ દેવ માનવી, એવો શ્રી જિનેશ્વરદેવના શાસનમાં આગ્રહ નથી. શ્રી જિનેશ્વરદેવના શાસનમાં તો અરિહંતને દેવાધિદેવ મનાવવાનો આગ્રહ છે. કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ ફરમાવે છે કે—

"भवबीजाङ्कुरजनना, रागाद्याः क्षयमुपागता यस्य ।
ब्रह्मा वा विष्णुर्वा, हरो जिनो वा नमस्तस्मै ॥ १ ॥"

*

'સંસારબીજના અંકુરને પેદા કરનારા રાગાદિક દોષો જેના ક્ષય પામી ગયા છે, તે પછી નામથી ચાહે તો બ્રહ્મા હો, વિષ્ણુ હો, હર હો કે જિન હો, તેને અમારો નમસ્કાર હો!'

*

કેવી અને કેટલી સુંદર મનોવૃત્તિ! પણ તેમાં પાછું પોલાણુ કે અજ્ઞાનતાભર્યું ચાપલ્ય તો નહિ જ કે–'ગમે તેવા

પણ દેવ ચાલે !' પણ દેવાધિદેવ તો તેજ, કે જેમાં રાગદ્વેષ નહિ, અઢારે દોષમાંથી એક પણ દોષ નહિ અને સર્વજ્ઞ -વીતરાગ હોય તે : પછી એમનું નામ ગમે તે હોય. ગુરૂ પણ ફલાણા એમ નહિ, પણ જે શ્રી જિનેશ્વરદેવની આજ્ઞા મુજબ ચાલનારા હોય, શ્રી જિનેશ્વરદેવનું કહેલું જ કહેનારા હોય, સામાયિકને નહિ મૂકનારા અર્થાત્ સામાયિકમાં જ રહેનારા હોય અને રત્નત્રયી શિવાય બીજું કંઈ પણ ન બોલનારા હોય તેજ : તથા ધર્મ પણ તેજ કે જે કરવાથી વિષયનો વિરાગ થાય, કષાયનો ત્યાગ થાય, ગુણનો અનુરાગ થાય અને ઉત્તમ ક્રિયાઓમાં અપ્રમત્તાવસ્થા આવે. એવો જ ધર્મ આદરણીય. માબાપ તથા વડીલ પણ તે, કે જે પોતાના સંતાનને-વારસને હિતમાર્ગે વાળે ! ઉંધે માર્ગે વાળે તે ન માતા, ન પિતા કે ન વડીલ ! આ માન્યતા હોય તો દૃષ્ટિરાગ આવે જ શી રીતે ? અમૂકજ દેવ, અમૂકજ ગુરૂ, અમૂકજ ધર્મ,-પછી તે ગમે તેવા હોય તો પણ એમાં મારાપણું-એ માન્યતા તે દૃષ્ટિરાગ છે.

વસ્તુનો જે સ્વભાવ તે ધર્મ—

વસ્તુના સ્વરૂપને અંગીકાર કરી વસ્તુને માનવી. આ બધા ધર્મ તો સાધન ધર્મ : પણ અંતિમ તો **'वत्थुसहावो धम्मो**-વસ્તુનો સ્વભાવ તે ધર્મ !' વસ્તુના સ્વભાવને વળગીને જ વસ્તુને માનવી. શરીરના સ્વભાવનો ખ્યાલ હોય તો તેમાં મોહ પામીએ ? નહિ જ. શાસ્ત્ર અને અનુભવ કહે છે કે-'શરીર પરિણામે દુર્બલ છે, નાશવંતુ છે, સડવું-પડવું અને નાશ પામવું એ એનો સ્વભાવ છે. શટન-પટન-

વિધ્વંસન સ્વભાવવાળું છે. રૂપીયાની રૂપીયાભાર ચીજ ખવરાવો, દશવાર નવરાવી–ધોવરાવી સાફ કરો, દરેક રીતે સાફ રાખો, તેલ–ફુલેલ લગાવો, કસ્તુરીનો લેપ કરો, પુષ્ટિ કરે તેવા પદાર્થો શરીરમાં નાખો, પણ અંતે પરિણામે શું? વસ્તુના સ્વભાવને ઓળખો તો વાંધો ન આવે. ગમે તેવી રીતે શરીરને સાચવો તોયે પરિણામે શું? આ જાણીએ તો શરીર માટે પાપ થાય? નહિ જ. મહર્ષિ ધનાકાકંદી છઠ્ઠને પારણે છઠ્ઠ કરતા: પારણામાં આયંબિલ કરતા: આયંબિલમાં આહાર એવો લેતા કે જેના ઉપર માખી પણ ન બેસે: ઘી–દુધ તો નથી જ, પરન્તુ ખીચડીમાં પણ રસ તો છે ને! ત્યાં માખી બેસે પણ એ તો કોલસા જેવા થઇ ગયેલા ખીચડીના બળેલા પોપડા વિગેરે, એવા એવા આહારથી નિર્વાહ કરતા. બીજા પણ મહર્ષિઓ કેવલ નિર્મમ ભાવે જે કાંઇ મળે તેનો સંયમના નિર્વાહ માટે ઉપયોગ કરતા. ત્યાં એમ મનાય કે–'એ આહાર પણ ધર્મસાધનાર્થે કરતા.' પણ વસ્તુના સ્વભાવથી ઉલટા થઇ જેવું કેમ પાલવે? શરીરને ધર્મસાધન બનાવવા માટે નિભાવવામાં આવે એ જૂદી વાત છે, પણ જેઓ શરીર પાસે ચોવીસે કલાક પાપ કરાવે અને કહે કે–'ધર્મ માટે પોષીયે છીયે'–તેઓ કેવા કહેવાય? બાર મહીનામાં એક–બે દિવસ ધર્મ કરાવે અને રોજ પાપ કરાવે અને પાછા ઉપરથી કહે કે–'ધર્મ માટે પોષીયે છીયે'–તે કેમ ચાલે? પેઢી માંડી તે દાન દેવા માટે કે વેપાર કરવા માટે? દાનની ભાવના હોય તોયે કેટલી? કિંચિત્! આંગળીના વેઢાનાયે કેટલામે ભાગે? હા, એ ઠીક કે–જેટલું દાન

દેવાયું એટલો લક્ષ્મી ફળી, પણ કાંઈ પેઢી દાન માટે છે એમ કહેવાય ? લક્ષ્મી આદિની મૂર્ચ્છા વિનાના તો સંસારમાં જ શું કામ રહે ? અને ધર્મ માટે લક્ષ્મીની ઇચ્છા, એ તો નિષિદ્ધજ છે. હોય તો સદુપયોગ કરવાની છૂટ છે, પરન્તુ સદુપયોગના નામે પાપથી પેદા કરવાની છૂટ નથી. એ તો વગર કારણે સાફ કપડાંને ધોવા માટે મેલું કરવા જેવી વાત છે.

* * *

જેને શરીરનો સ્વભાવ સમજવામાં આવી જાય, તે મૂંઝાય નહિ : ભલે ભોજન આપે, રક્ષા કરે, પણ માને કે–'અંતે એ મારૂં રક્ષણ કરનાર નથી.' સાપને દૂધ પાઇએ તો ઝેર થાય, એ પયઃપાન નકામું જ ને ? શરીરની બહુ પુષ્ટિ શું કામ આપે ? વસ્તુના સ્વભાવને ઓળખી વળગે એને દૃષ્ટિરાગ ન થાય. વસ્તુના સ્વભાવને ભૂલે એને દૃષ્ટિરાગ આવે : પછી બચવું ભારે ! માટે દેવ, ગુરૂ અને ધર્મ તે આજ હું માનું છું તેજ એમ ન કહો, પણ આપણે કહી ગયા તે મુજબ લક્ષણો હોય તેજ એમ કહો. તેજ રીતે વડીલ પણ તે કે જે વારસામાં રહેલા આત્માનું હિત ચિંતવે.

## સંસાર દુઃખમય જ છે.

સંસારી જીવો જે રાગ, દ્વેષ અને મોહથી પીડિત હોય, તેણે શારીરિક ને માનસિક દુઃખ સહેવા તૈયાર રહેવું જ જોઈએ, કારણ કે–એના યોગે દુઃખ સિવાય કંઇ છેજ નહિ. સંસાર તો દુઃખમય, દુઃખફલક (દુઃખ છે ફળ જેનું) અને દુઃખની પરંપરાવાળો છે, એમાં શંકા જ શી ? એથી

જ સંસાર છોડવા જેવો છે એમ કહેવું પડે છે: અને તે કેવલ સુખને જ માટે છે. 'સુખ જોઈએ'–એમાં બે મત નહિ, તો પછી 'સંસાર છોડવા જેવો છે'–એ વાતમાં પણ બે મત કેમ હોઈ શકે? સંસારનો સંબંધ છૂટયા વિના આત્માને કદી જ શાશ્વત્ સુખની પ્રાપ્તિ થવી જ નથી, એ વાત સુનિશ્ચિત છે. જ્ઞાની પુરૂષો તો સંસારને દુઃખમયજ જણાવે છે, પરન્તુ સંસારમાં રહેલા પણ સંસારમાં સુખ છે એમ જોરપૂર્વક નહિ કહી શકે. એમનો અનુભવ પણ સંસારમાં સુખ હોવાની 'ના' કહે છે. કોઇ કહ્યું–કહાવ્યું કહે તે ન મનાય. અને–'મારૂં સાચું'–એવો દુરાગ્રહ રાખનારનું પણ ન મનાય. સંસારમાં કોઇ તો એવા કંટાળે છે કે–કયારે છૂટીયે એમ એમના મનમાં થયા જ કરે. જયારે પથારીયે પડે, લવરી કરે, ત્યારે સાંભળજો! બહારથી લાલ દેખાય, પણ હૃદયમાં જૂદુંજ. બહાર ન કહે પણ એકાંતમાં પૂછજો. નામાંકિત કે શ્રીમાન્‌ને પૂછજો કે–'કેમ છે?' તો તે તરત કહેશે કે–'જવા દેને! છે તે ઠીક છે. જે રીતે ઘડાયા–પંકાયા તે માટે તે રીતે રહેવું પડે–ફરવું પડે: કપડામાં કે રીતભાતમાં ફેરફાર ન થાય: મોટરમાં જ ફરાય: બહારનો દેખાવ જરા ગયો તો પાઘડી ઉછળે, માટે ગાડું જેમ ગબડતું હોય તેમ ગબડવા દે: અહીંના તહીં, આમના તેમ કરવા દે: આબરૂ ટકે એટલે બસ!' માટે 'સંસાર ભયંકર ચીજ છે'–એનો કોઇ પણ વિચક્ષણથી ઇન્કાર થઈ શકે તેમ નથી. સંસારમાં આસક્ત બનેલાઓ ગમે તે કહે, પણ આત્માને પૂછો અને વિચારો તો સ્પષ્ટ રીતે સમજી શકાશે કે–આ સંસાર દુઃખમય,

દુઃખફલક અને દુઃખની પરંપરાવાળો છે'–એમ જે જ્ઞાની પુરૂષોએ કહ્યું છે અને કહે છે તે તદ્દન સત્યજ છે.

(પ્રશ્ન૦ સંસારને છોડવાથીએ સુખ ક્યાં દેખાય છે?)

છોડયો? છોડયા વિના દેખાય? ચશ્માથી દેખાય તેવું સુખ થોડુંજ છે? અનુભવ વિના ન દેખાય. 'સાકર કેવી?'–એમ પૂછનારને કહેવું જ પડે કે–'મ્હોંઢામાં મૂકી જો!' 'દીક્ષામાં સુખ કેવું?'–અનુપમ! અનુભવ કરવો હોય તો લઇ જૂઓ એટલે માલૂમ પડે. 'મોક્ષનું અનંત સુખ કેવું?'–એમ પૂછનારને જ્ઞાની પુરૂષોએ એજ ફરમાવ્યું કે–'સંસારના સુખથી અનંત ગુણું છે, અનૂપમ છે, વચનાતીત છે, એકાંતિક અને આત્યંતિક છે.'-'સંયમનું સુખ કેવું?' તો કહુંછું કે–આવો ને જૂઓ! પણ મારાપણું મૂકીને આવજો. ત્યાંથી એ સાથે લઇને આવશો તો જાતે મરશો અને બીજાને મારી નાખશો. સંસારની બધી બદબો છૂટે ત્યારે જ સંયમની સંપૂર્ણ ખૂશબો આવી શકે.

## સંસારના ભય વિના ધર્મપ્રેમ ન જાગે.

'જેટલી સંસારની ભીતિ, તેટલી ધર્મની પ્રીતિ! જેટલો સંસારનો ભય, તેટલો ધર્મનો પ્રેમ! જેટલા પ્રમાણમાં સંસારનો ભય થાય, તેટલા પ્રમાણમાં ધર્મનો પ્રેમ થાય! જેટલા અંશે દુર્ગંધી જાય, તેટલા અંશે સુગંધી આવે! જેટલા અંશે દાંડાઇ જાય, તેટલા અંશે આબરૂ વધે!–આ તો વ્યવહારની વાત છે ને! દાંડાઈમાં સમજો છો ને? જેટલા પ્રમાણમાં વચનની એકતા, તેટલા પ્રમાણમાં પ્રતીતિ જામે: જેટલા પ્રમાણમાં વાયદાસર આપવાની ચિંતા,

તેટલા પ્રમાણમાં શાહુકારી. દેવાળીયો પૂછે કે–'મને કેમ કોઇ ધીરતા નથી ?' આના ઉત્તરમાં એજ કહી શકાય કે–'લાવો એના દૂધે ધોઈને આપો, આવું પાંચ, દશ, પચીશ વખત કરો, એટલે સહુ કોઇ ધીરશે : બાકી વગર આપ્યે એમ ને એમ ધીરવાનું કહો તે ચાલી શકે તેમ નથી.' તેમ જ જેટલા અંશે ખોટું જાય, તેટલા અંશે સત્ય ઘુસે અને જેટલા અંશે અસંયમ જાય, તેટલા અંશે સંયમ પ્રગટ થાય. આજ કારણથી પરમોપકારી ટીકાકારમહર્ષિએ પીઠિકામાં જ શરૂઆતમાં જ સંસારની અસારતા બતાવી. ખરેખરી વાત છે કે–સંસારની અસારતા સમજાવ્યા વિના ધર્મ સમજાવી શકાતો નથી. સંસારની અસારતા સમજાય એટલે ધર્મ માગવા આવે, પણ તેને પોતે જ્યાં બેઠો છે, તે ખોટું દેખાવું જોઈએ ! આત્મા આત્માના સુખને ઓળખતો નથી માટે જ સંસારમાં સુખ માને છે. વિષયના ત્યાગના સુખનો અનુભવ નથી, માટે જ વિષયમાં સુખ લાગે છે. તપશ્ચર્યાનો અભ્યાસી આત્મા, જે એકાંતરે ઉપવાસ કરનારો છે અને અડતાલીસ કલાકે એકવાર ખાનારો છે, તેને દિવસમાં બે વાર ખાવાનું કહો તો ના પાડશે અને કહેશે–'મને તો અડતાલીસ કલાકે એકવારથી અધિક વખત નહિ ખાવામાંજ મજા આવે છે.'–પણ આ વાત ખાનપાનમાં જ રાચી રહેલાઓને ગમે ? જ્ઞાની પુરૂષો તો કહે છે જ, પરન્તુ વૈદક શાસ્ત્ર પણ કહે છે કે–'રસ એ રોગનું કારણ છે.' રસ શું ? વિગઇ. વિગઇ રોગનું કારણ. હવે શાસ્ત્ર એમ કહે એમાં ખોટું શું ? શરીર નિરોગી રાખવું હોય તો પણ રસથી વિરક્ત રહેજો. વિકૃતિ બલાત્કારે આત્માને દુર્ગતિમાં લઇ જાય. વિકૃતિના

સેવકને દુર્ગતિમાં ન જવું હોય તો પણ વિકૃતિ લઈ જાય. પાપમાં એ ગુણ કે-પાપ કરનારને હેરાન ન થવું હોય તો પણ એ હેરાન કર્યા વિના રહેજ નહિ. સ્વાદિષ્ટ ચીજ આધીન થઇ લેવાય, તો પથારી સેવવી પડે એમાં કાંઇ આશ્ચર્ય નથી. અસંયમ ઉપરની પ્રીતિ ઘટે, તોજ સંયમનું સુખ સમજાય અને સંયમ ઉપર પ્રીતિ થાય. સંસારના ભય વિના ધર્મપ્રેમ ન જાગે અને આથીજ જ્ઞાની પુરૂષો પહેલાં સંસારની અસારતા બતાવે છે. ઘણા કહે છે કે–'ભવને ભયરૂપ કહેવાય ?' પણ શાસ્ત્રકાર કહે છે કે–'જેવો હોય તેવો કહેવો જ પડે.'

## ચાર પ્રકારના દીકરા—

આ ટીકાકાર મહાત્મા કહે છે કે–રાગ, દ્વેષ અને મોહથી અભિભૂત હોવાના કારણે શારીરિક અને માનસિક દુઃખથી પીડાતા બધાય સંસારી આત્માઓએ હેય એટલે તજવા યોગ્ય અને ઉપાદેય એટલે અંગીકાર કરવા યોગ્ય પદાર્થોનું જ્ઞાન મેળવવું જોઈએ : એ જ્ઞાન મેળવવા યત્ન કરવો જોઈએ. આ ઉપદેશ કોના માટે અપાય છે ? શાસ્ત્રમાં કહ્યા મુજબ જે સંસારમાં દુઃખ માનતા હોય, જેમને એ દુઃખ ન ગમતુ હોય અને જેઓને એથી છૂટવું હોય તેને માટે ! જ્ઞાનીનો ઈરાદો એજ કે–'બધાનાં દુઃખ દૂર થાય અને સુખના ભાગી બને'–પણ બનવું હોય તેને ને ? ન બનવું હોય તેને માટે શું ? માબાપ બાલકને સુધારવા બંધાયેલાં, પણ અવસરસર ખવરાવે તે ખાય, પીવરાવે તેમ પીયે, બેસાડે તેમ બેસે અને ઉઠાડે તેમ ઉઠે, તેને માટે કે બીજા માટે ? યથે-

અનાચારિઓને સારાં માતાપિતા પણ કયી રીતિએ સુધારી શકે ? દીકરા પણ ચાર પ્રકારના હોય છે. ૧ અતિજાત, ૨ સુજાત, ૩. નીચ, અને ૪ કુલાંગાર. અતિજાત તે કે જે બાપની આબરૂ સવાઇ કરે–બાપના નામને ઝળકતું કરે–બાપના ઉદયથી કંઇ ગુણો ઉદય કરે : સુજાત તે કે જે બાપની આબરૂને અનુસરતું વર્તન રાખે : નીચ તે કે જે બાપની આબરૂને બટ્ટો લગાડે : અને કુલાંગાર તે કે જે બાપની આબરૂને સળગાવી મૂકે. નીચ તો માત્ર બટ્ટો લગાડે–એવું કરે કે જેથી માત્ર નિંદા થાય, પણ અંગારો તો એથી પણ ભયંકર. બાપની બધી આબરૂને સળગાવી મૂકે. આપણા પિતા પણ ભગવાન્ શ્રી મહાવીરદેવ ! આપણે બધા જ એમના દીકરા કહેવાઇએ. અતિજાત તો ન બનાય, પણ સુજાત તો બનવું છે ને ? સુજાત તે બની શકે, કે જે આજ્ઞાને બાધ લાગે તેવી એક પણ પ્રવૃત્તિ ન કરે. સુજાત દીકરાથી જમાનાના વાયરાને નજ અનુસરાય : એણે તો એ મહાવીર પિતાની આજ્ઞાનેજ અનુસરવાનું. છતાં જો તે આજ્ઞાને છાજલીએ ચઢાવી જમાનાને અનુસરવા જાય, તો નીચની કોટિમાં આવી જાય અને આજ્ઞાથી વિરૂદ્ધ થઈ જમાનાના ગુણ ગાવા મંડી જાય તો ચોથીજ કોટિમાં આવી જવાય એમાં આશ્ચર્ય શું ? સુજાત બનવા માટે આજ્ઞા માનીએ, પાળીયે અને પૂરૂં પાલન ન થાય તો આજ્ઞાનું પૂરૂં પાલન કરનારને હાથ જોડીએ તથા બીજાને આજ્ઞાનું પાલન કરવા પ્રેરણા કરીએ. આ રીતે આચરણા કરીએ તોજ સુજાતની કોટિમાં રહી શકાય ! આજ્ઞાને બટ્ટો લાગે તેવો પ્રયત્ન કરીએ તો નીચની કોટિમાં જવું પડે અને આજ્ઞાનો નાશ

કરવાના પ્રયત્ન આરંભીયે તો કુલાંગાર જ કહેવાઇએ. નીચ અને કુલાંગાર કોઇ પણ રીતિએ પ્રશંસાપાત્ર ન ગણાય! સુજાત કોણ તે ગોખજો. સુજાત તે, કે જે નીચનો અને કુલાંગારનો સંગ પણ ન કરે–પ્રશંસા પણ ન કરે. સુજાતથી નીચનાં અને કુલાંગારનાં વખાણ ન થાય. સમજાવી શકે તેમ હોય તો સમજાવે એમાં વાંધો નહિ: સુધરે એમ લાગે તો સામે પણ જવાય: સુધરતા લાગે તો આંગળી પકડીને પણ લવાય: અધિક સુધરે તો ખોળામાં પણ બેસાડાય: અરે, વધી જાય તો માથે પણ બેસાડાય: પણ જો નીચતા અને કુલાંગારતા જ દેખાય–એમાં સુધારો નજ જણાય, તો 'दुर्जनं प्रथमं वंदे'–એ ન્યાયે એમને આઘે જ રખાય.

*

આ રીતિએ વિચારતાં જણાશે કે–દરેક કલ્યાણના અર્થિ આત્માએ રાગ, દ્વેષ અને મોહથી ઉત્પન્ન થતી શારીરિક અને માનસિક પીડાના ક્ષયને માટે હેય એટલે તજવા યોગ્ય અને ઉપાદેય એટલે આદરવા યોગ્ય પદાર્થોનું જ્ઞાન મેળવવુંજ જોઈએ: તેમજ જેઓ ઉપકાર કરવા ઇચ્છતા હોય તેઓએ પણ જગત્‌ને હેયોપાદેય પદાર્થોનું પરિજ્ઞાન થાય તેવા પ્રયત્ન કરવા જોઇએ: અને તોજ પ્રભુ પાસે રોજ 'જયવીયરાય' સૂત્ર દ્વારા કરાતી માગણીઓ સફલ થઈ ગણાય.



